 श्री स्वामिनारायणो विजयते 



# સદ્ગુરુચરિત્ર

[ સદ્ગુરુઓની જીવન-પ્રભા ]

ખંડ ૧ લો

૧ મુક્તાનંદ સ્વામી

૨ ગોપાળાનંદ સ્વામી

૩ નિત્યાનંદ સ્વામી

૪ બ્રહ્માનંદ સ્વામી

૫ શુકાનંદ સ્વામી



ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

श्री स्वामिनारायणो विजयते

# સદ્‌ગુરુચરિત્ર

[ સહજાનંદી જીવન-યજ્ઞ ]

લેખક અને પ્રકાશક

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

સં. ૧૯૮૦ ] [ પ્રત ૧૧૦૦



મૂલ્ય ૦-૧૨-૦

# શ્રી પ્રગટપુરુષોત્તમ સહજાનંદ સ્વામી



# मंगलाचरण

य ईशोऽपि स्वेच्छा—

धृत नृतनुरानन्दनिलयः ।

कृपासिन्धुर्बन्धु—

र्भवजलनिधौ दुःखित नृणाम् ॥

सकामैर्निष्कामै—

रपि सुरनरैः सेव्य चरणं ।

नमाम्यात्माऽत्मानं—

त्वमहमिह नारायणमुनिम् ॥

# અભિવંદન



વંદું મુનિવર મુક્ત,
અમિત સૌજન્ય-ગુણાકર

વંદું મુનિ ગોપાલ,
વિમલ સત્સંગ-સુધાકર

વંદું નિત્યાનંદ,
પ્રખર સત્‌શાસ્ત્ર-પ્રભાકર

વંદું બ્રહ્માનંદ,
મહાયતિ કાવ્ય-કલાધર

સાધુતાના ગૃહ સમા,
વંદું શુકમુનિ શાંતને

વાર વાર સદ્‌ગુરુ સ્તવું,
હરો અનાદિ ધ્વાંતને

# અર્પણપત્રિકા

---

પ્રગટ પુરુષોત્તમ સહજાનંદ સ્વામીના ચરણ-કમળમાં આત્યંતિક મોક્ષની પ્રાપ્તિ રૂપે ઈચ્છાથી; એ પ્રભુના પરમ ઉપાસક, સ્વધર્મરત, સત્સંગ-પરાયણ, જ્ઞાનનિષ્ઠ, પૂજનીય બ્રહ્મચારી મહારાજ શ્રી કૃષ્ણસ્વરૂપાનંદજીને મારા પરની કૃપાના સ્મરણ ચિહ્ન તરીકે આ પુસ્તક ભાવપૂર્વક અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

દાસાનુદાસ

ત્રિભુવન

# આમુખ

યજ્ઞ રહિતનું કલ્યાણ થતું નથી એમ સતશાસ્ત્રો કહે છે; કેમકે કલ્યાણનો એ સર્વોપરિ ઉપાય છે. અપૌરુષેય વેદમાં યજ્ઞનો મહિમા અપાર ગવાયો છે. તેમાં પાત્રતા પરત્વે યજ્ઞના વિધિ પણ અનેક દર્શાવ્યા છે. ત્રિગુણાત્મક સૃષ્ટિના જીવોને ઇચ્છિત વસ્તુઓ પ્રાપ્ત કરવાના નિમિત્તે પણ પ્રભુ તરફ અને તેટલા અંશે વાળવાના હેતુથી રાજસી, તામસી અને સાત્ત્વિકી યજ્ઞના વિધિ ભિન્ન ભિન્ન બતાવ્યા છે. સર્વ યજ્ઞોમાં ભોગ આપવો—કુરબાની કરવી એ સ્વાર્પણનો સિદ્ધાંત હેતુ રૂપે ગુંથાયેલો છે. પરંતુ સ્વાર્પણ રાજસી, તામસી કે સાત્ત્વિકી જે પ્રકારનું હોય તે પ્રકારની ફલપ્રાપ્તિ થાય છે, તેમજ તેટલા પ્રમાણમાં સ્વાર્પણ કરનાર પોતાના ઇષ્ટ દેવનો ઉપાસક બને છે; અને ઉપાસનાની ક્રમે ક્રમે શુદ્ધિ થતાં આત્મા ઉન્નતિને પામી કલ્યાણ પ્રાપ્ત કરે છે.

પરંતુ રાજસી અને તામસી સ્વાર્પણ કરવા જતાં પરપીડન થવાનો સંભવ છે. એથી પરિણામે આત્માની સદ્વૃત્તિ ખીલવાને બદલે મમત્વમય સ્વાર્થવૃત્તિ તથા ક્રૂરતાનો વધારો થાય; એટલે આત્મા કિંચિત્ પરિણામી સુખ મેળવી અંતે દુઃખનો જ ભાગી થાય છે. તેમાં શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી.

સાત્ત્વિકી યજ્ઞમાં ગુણમય, શુભ કામના પ્રધાન હોવાથી ફળ તો પરિણામી જ હોય, પરંતુ તેમાં શુદ્ધિ ખરી, તેથી તેનું ફળ ચીર કાળ ટકે; પણ શાશ્વત તો નહિ જ. શાશ્વત સુખ તો નિષ્કામ ભક્તિ, નિષ્કામ પ્રેમ કે વિશુદ્ધ જ્ઞાન પરમેશ્વર પ્રત્યે હોય તો જ પ્રાપ્ત થાય; એ વડે જ અક્ષર સુખ પમાય; અને એ જ શ્રેષ્ઠ યજ્ઞ તથા ખરૂં કલ્યાણ છે.

નિષ્કામ ભક્તિ, પ્રેમ અને જ્ઞાન અનેક જન્મનાં શુભ સંસ્કારોનો ઉદય થતાં પ્રાપ્ત થાય છે. અથવા તો હરિકૃપા વડે પ્રાપ્ત થાય છે.

તેમાં પણ ભાક્તની અધિક શ્રેષ્ઠતા છે. કેમકે એકાંતિકી નિષ્કામ ભક્તિમાં સદ્ધર્મ, જ્ઞાન અને વૈરાગ્ય એ સહેજ પ્રાપ્ત થાય છે. નિષ્કામ ભક્તિમાં અધર્મ રહી જ ન શકે, તેને અન્ય વસ્તુમાં પ્રીતિ થાય જ નહિ; એટલે વૈરાગ્ય પણ સ્વાભાવિક હોય. જ્ઞાન તો પ્રભુના સ્વરૂપમાં ભક્તિ દૃઢ થઈ હોય તો તેના યોગે પ્રગટી આવે. આવી નિષ્કામ ભક્તિ એ મનુષ્યજીવનનો મહા યજ્ઞ છે. ભક્ત તેમાં પોતાનું યત્કિંચિત્ સર્વસ્વ હોમ્યાં જ કરે છે. તેના યજ્ઞનો વિરામ નથી. તે પોતાની આ લોકની સર્વ સમૃદ્ધિ કુરબાન કરે છે, શરીરને સેવાપરાયણ કરી દીધું હોય છે; ચિત્તની સર્વ વૃત્તિઓ એકાગ્ર કરી ઇષ્ટ દેવના ચરણમાં સમર્પી દીધી હોય છે. છેવટે આત્માને પ્રભુના સ્વરૂપમાં તલ્લીન કરી નાખે છે ત્યારે તો હોમવાની સામગ્રી પણ શેષ હોતી નથી. યજ્ઞ નારાયણ પુરુષોત્તમ સાક્ષાત્ વરતતા હોય છે. તેમના સુખમાં લયલીન થતો એ ભક્ત પોતાને વીસરી જાય છે. એ છેલ્લી આહૂતિ એટલી પૂર્ણ, અનંત અને વિશાળ હોય છે કે ત્યાં બીજી આહૂતિ હોમવા જેટલો અવકાશ નથી—આવશ્યકતા નથી—અપૂર્ણતા નથી. આ રીતે યજ્ઞની છેલ્લી આહૂતિ જે પરમાત્મા પ્રત્યે આત્માની તલ્લીનતાનું અનંતપણું એ જ યજ્ઞની સિદ્ધિ અને એ જ આત્યંતિક કલ્યાણ.

એ આત્યંતિક કલ્યાણના માર્ગે માયામાં વીંટાયેલા બદ્ધ જીવોને દોરી જવા માટે સૃષ્ટિના ક્રમ રૂપ હિતનિયંત્રણા પ્રભુએ રચી આપી છે. તેમાં જીવો મનુષ્યનો અમૂલ્ય જન્મ પ્રાપ્ત કરી, યજ્ઞ વડે શુદ્ધ થઇ મુક્તિ મેળવી શકે છે. જ્યારે જ્યારે મનુષ્યહૃદયમાં યજ્ઞની મહત્તા ઓછી થઇ જાય છે અને તેથી મલીન વૃત્તિઓ ચેપી રોગની પેઠે ફાટી નીકળી જગતમાં સંતાપ અને કોલાહલ મચાવી મૂકે છે, ત્યારે ત્યારે પ્રભુ ઘટતા સ્વરૂપમાં પ્રગટ થઈ સદ્ધર્મ વડે અધર્મને નિવૃત્ત કરી શુદ્ધ યજ્ઞમાર્ગ સ્થાપન કરે છે; જેથી કલુષિત અંતઃકરણથી પીડાતા બલહીન આત્માઓ બલ પ્રાપ્ત કરી, ધર્મને અનુસરી મોક્ષભાગી થાય છે.

જ્યારે સામાન્ય અંતરવૃત્તિમાં વિશુદ્ધિનું પ્રમાણ વિશેષ હોય, પણ કોઇ મલીનવૃત્તિવિશેષ એવી વ્યક્તિ કે સમાજ તરફથી સમગ્રનું પીડન થવા લાગે છે અને ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે પ્રભુ તેવી દુષ્ટ વ્યક્તિ કે દુષ્ટ સમાજનું નિરસન કરવા પૂરતી શક્તિ લઈ પ્રગટ થાય છે. એટલે કે તેમાં શારીરિક કે માનસિક ઉપાધિઓ નિવૃત્ત કરવા જેટલી વિભૂતિનું અવતરણ સ્વીકારે છે. મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહ આદિ અવતારોમાં એવી ઉપાધિઓ શારીરિક બળ વડે નષ્ટ કરવાની હતી, અને રામકૃષ્ણાદિક અવતારોમાં શારીરિક સાથે માનસિક ઉપાધઓની વત્તા ઓછા પ્રમાણમાં નિવૃત્તિ કરવાની હતી; તે તે સમયે તેવી તેવી વિભૂતિ સાથે પ્રગટ થયા હતા, પરંતુ અજ્ઞાનનિવૃત્તિ તો કથન માત્રથી પ્રમાણમાં જ કરી હતી.

પરંતુ જ્યારે મનુષ્યત્વનો લોપ થવા લાગે, અધર્મને જ ધર્મનું રૂપ અપાવા લાગે, પાખંડ એ જ સત્ય રૂપે વિચારવા લાગે, આત્માનાં તેજ ઝંખવાઈ જાય, સતશાસ્ત્રોના અર્થ વડે જ જ્ઞાનવંચના પ્રસરવા લાગે, સદાચરણ અને સંયમ ઉપર સ્વચ્છંદી પાપાચરણ અત્યાચાર કરે અને જ્ઞાનને નામે ઘોર અજ્ઞાનની ઘટા છવાઈ રહે, શુદ્ધ યજ્ઞની વિસ્મૃતિ થઇ જાય, તથા પાપાત્માઓને બહેકાવતી આસુરી માયા પ્રભુના જનોને કચરી નાખી તાંડવ કરતી હોય અને તેથી વ્યથા પામેલા વિરલ સાધુ—સંતના આત્માઓ ઉંડાણમાંથી બ્રહ્માંડ ભેદતી કારમી ચીસો નાખી ઉદ્ધાર કરવા મદદ માગતા હોય; તેમજ યુગ યુગાંતરનાં તપ સાધી, નાથની પ્રસન્નતા અને સંયોગ ઇચ્છતા નિષ્કામ ભક્તો છુટાં છવાયાં સ્થળોમાં ટળવળતા હોય; ત્યારે તો ક્ષર અક્ષરથી પર પુરુષોત્તમ નારાયણ કૃપા કરી સ્વયં સકલ ઐશ્વર્ય સંપન્ન પ્રગટ થાય, તેમના પ્રતાપથી પાખંડના કિલ્લાઓ તૂટી પડે, અજ્ઞાનનાં અંધારા દૂર થાય, માયા તો કંપતી ચરણમાં લોટે, સાધુ જન પ્રફુલ્લિત થાય, જન્મ જન્મનાં સુકૃતવાળા જીવો ચમક તરફ લોહ ખેંચાય તેમ

તણાઇ આવે અને નિરાંત કરી પ્રભુના સંગે અનંત કાળની તૃષાને છીપાવે. વળી શાસ્ત્રનાં રહસ્યો શુદ્ધ સ્વરૂપમાં પ્રકાશી ઉઠે, સદાચરણ અને સંયમનાં રાજ્ય સ્થપાય, તથા આત્માઓનાં ઓજસ્ ઉભરાઇ નીકળે.

જ્યારે ૧૯મી સદીના ચડતા પહોરે ભરતખંડમાં ઉપર કહ્યા પ્રમાણે પ્રજામાં અને મતમતાંતરોમાં પાખંડ અને અજ્ઞાનથી દુરાચરણ વ્યાપી રહ્યું હતું અને રાજાઓ તથા સત્તાધારીઓ સ્વાર્થ, મદ અને ધર્માંધતામાં ડુબ્યા હતા, ત્યારે અતિશય વિષમ સમય વરતતો હતો. કોઇ કોઇ મુમુક્ષુ જીવો આ ગાઢ અંધકારમાં ખદ્યોતની પેઠે ચમકતા, પણ દિશા સૂઝતી નહોતી. આ સમયમાં બહુ જ કૃપા કરી અક્ષરાતીત પુરુષોત્તમ નારાયણ પુનીત અયોધ્યાપુરી પાસે છપૈયા ગામમાં સંવત ૧૮૩૭ ના ચૈત્ર શુદિ ૯ ના રોજ રાત્રિ દશ ઘડી જતાં આ ભૂમિમાં માનવબાળ રૂપે પ્રગટ થયા. સૂર્યોદય થયા પહેલાં જેમ દિશાઓ પ્રકાશ કરવા લાગે તેમ પ્રભુ પ્રગટ થવા અગાઉથી કેટલાક મુક્ત પુરુષો અવતરી ચૂક્યા હતા; અને પોતાની શક્તિ પ્રમાણે તૈયારી કરતા, ચાતક મેઘની રાહ જુએ તેમ કોઇ અગમ્ય પ્રાપ્તિની રાહ જોતા હતા. કોઇ તો શોધમાં ફરતા હતા, અને કેટલાકને તો ચેન પડતું ન હતું. પ્રભુ પ્રગટ થયાથી એ બધામાં અલૌકિક પ્રભા જાગી ઉઠી ! જાણે કે દીવામાં દીવેલ પૂરાયું ! કોઇને ગેબી અવાજ સંભળાવા લાગ્યા; કોઇને દિવ્ય રૂપનાં દર્શન થવા લાગ્યાં, કેટલાકને સંસારની વાસનાઓ તૂટી ગઇ અને કેટલાકને અદ્‌ભુત સ્ફુરણાઓ સ્ફૂરવા લાગી. સામાન્ય જનોમાં મુમુક્ષુતા જાગ્રત થઇ અને સાધુ પુરુષો પ્રત્યે પ્રીતિ થવા લાગી. તેમજ અધર્મી પાપાત્માઓને અસૂયા અને બેચેની ઉત્પન્ન થયાં. તેનાં હૃદય ભીરુ થવા લાગ્યાં અને તેમણે સાધુ પુરુષોને ઉપદ્રવ કરવા માંડયા.

પ્રગટ પુરુષોત્તમનું બાળ મનુષ્ય રૂપ જોઈ બહુ જનોનાં ચિત્ત ઠરવા લાગ્યાં. ચકોર ચંદ્રની શાંતિ અનુભવે તેમ સંતજનો શાંતિ

અનુભવવા લાગ્યા; ત્યારે દુષ્ટ જનો દ્વેષથી પીડાતાં અનેક પ્રકારની ઉપાધિઓ કરવા લાગ્યા. પણ જેમ અંધકારમાં રહેતા વંદા દીપકને બુઝાવા જતાં પોતે જ બળી મરે છે તેમ એ દુષ્ટ જનો પીડા કરવા જતાં પ્રભુના પ્રતાપમાં ક્ષય પામવા લાગ્યા.

પ્રભુ પ્રગટ થયા પછી ૧૧ વર્ષ ૩ માસ ૧ દિવસ સુધી ધર્મ ભક્તિ નામે પિતા માતાના ગૃહમાં વિચરી, કેટલીક આસુરી વ્યક્તિઓને પરાસ્ત કરી તીર્થાટનમાં નીકળ્યા. તેમાં ૭ વર્ષ ૧ માસ ૧૧ દિવસ સુધી ફરી, અતિ કઠિન તપશ્ચર્યા કરી, પોતાના દિવ્ય પ્રભાવ માત્રથી અનેક પાપી જીવોને પરાજય પમાડી અધર્મનો ઉચ્છેદ કર્યો તથા બહુ જીવોને સદ્દગતિ આપી.

પરમેશ્વરના નરનાટક માટે સદ્ધર્મની રંગભૂમિ પવિત્ર પાત્રો સાથે તૈયાર કરનાર સૂત્રધાર રામાનંદ સ્વામીના પટ્ટ શિષ્ય મહાનુભાવ મુક્તાનંદજી આદિક પચાસ સંત સોરઠમાં લોજ ગામે રહેતા હતા. તે અરસામાં સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ના રોજ ચડતે પહોરે પ્રભુ પોતે લોજના પાદરની વાવ ઉપર આવીને વિરાજ્યા. એક સાધુજન મારફત જોત જોતામાં એક અદ્દભુત વસ્તુની વાત જન-સમાજમાં ફેલાઇ ગઇ! પછી તો એ સાધુજનોની સમજણ તથા પવિત્રતા જોઇ પ્રભુ ત્યાં સ્થિર થયા. સ્વયંપ્રકાશ વસ્તુમાંથી જેમ પ્રકાશના ફુવારા છુટે, તેમ આ નરતનધારી નારાયણના તપસ્વી વેશમાંથી પ્રતાપની છટા છુટવા લાગી! જ્ઞાનીના જ્ઞાનની, માનીના માનની, ધર્મિષ્ટના ધર્મની, તપસ્વીના તપની અને યોગીના યોગની અક્કડ મહત્તાઓ એમની આગળ નરમ પરાળી જેવી થવા લાગી! જેઓ જપ, તપ, ધ્યાન, ધારણા વગેરે સાધનાથી ભક્તિ રૂપ યજ્ઞ કરતા હતા તેમને આ યજ્ઞ—નારાયણ પ્રાપ્ત થયા એમ જણાવા લાગ્યું!

પરસ્પર મિલાપની અતિ ઉત્કટ આકાંક્ષાથી ઉભરાતાં બે સ્વરૂપો —સ્વામી શ્રી રામાનંદજી તથા પ્રગટ પુરુષોત્તમ નારાયણ (નીલકંઠ

બ્રહ્મચારીના વેશમા ) ૭ ૭ માસનો કઠિન વિયોગ સહન કરીને સંવત ૧૮૫૬ ના જેષ્ટ વદી ૧૨ ના મંગલ દિને, તીર્થ ક્ષેત્ર પીપલાણા ગામમાં, હરિજન નામે નરસિંહ મહેતાના ગૃહે—પુણ્ય સ્થાનમાં અન્યોન્ય અતિ પ્રેમપૂર્વક ભેટયા. મહાસાગરમાં જેમ ઘૂઘવતી મહાનદીનાં પૂર સમાઇ જાય તેમ સ્વામી રામાનંદજીની સર્વ વૃત્તિઓ પ્રગટ પ્રભુમાં શાંત થઇને સમાઈ ગઈ ! હવે તેમણે યજ્ઞની છેલ્લી આહૂતિ અર્પણ કરતા હોય તેમ પોતાની વિસ્તારણા સમેટવા ઇચ્છયું અને ચોંપ કરવા માંડી. નિજપરાયણ ગૃહસ્થ અને ત્યાગી એવા શિષ્ય વર્ગને ચેતાવવા માંડયો—પ્રગટ પ્રભુમાં તેમના ચિત્તને વાળવા માંડયાં. થોડાએક દિવસોમાં તો પ્રભુને વ્યાવહારિક રીતે પોતાના કરી સ્થાપવા નિમિત્ત એ જ પીપલાણા ક્ષેત્રમાં બરાબર સાડાચાર માસે સંવત ૧૮૫૭ ના કાર્તિક શુદિ ૧૧ ના રોજ મહાદીક્ષા આપી; અને આનંદકંદ પ્રભુએ સહજાનંદ સ્વામી નામ ધારણ કર્યું.

મહાદીક્ષા ગ્રહણ કર્યા બાદ એક વર્ષ સુધી સ્વામી શ્રી રામાનંદજી સાથે પ્રભુ સહજાનંદજીએ રહી વચનામૃતથી મુમુક્ષુ આત્માઓને સીંચ્યા. જાણે કે અરુણની પાછળ રહેલો ભાસ્કર ભર્ગની વૃષ્ટિ ન કરતો હોય ! રામાનંદ સ્વામીએ હવે નિશ્ચય કરી નાખ્યો, અને ૧૮૫૮ ના કાર્તિક શુદિ ૧૧ ના રોજ જેતપુર ગામે પોતાની ધર્મધુર પ્રભુ સહજાનંદજીને સમર્પણ કરી. જે જેનું હતું તે તેને સોંપાયાથી સ્વામી શ્રી રામાનંદજી પૂર્ણ શાંતિમય અને સ્વસ્થ થયા; તથા આ લોકમાંથી નિવૃત્ત થવા બેતાળીસ દિવસે જ અક્ષર ધામમાં પધાર્યા.

પ્રાચી દિશાનો અરુણ વડે થયેલો ઉદયરાગ જેમ સૂર્યના તેજમાં લીન થાય તેમ પ્રગટ પુરુષોત્તમ સહજાનંદ સ્વામીના અલૌકિક પ્રતાપમાં રામાનંદ સ્વામીનો પ્રભાવ, તેમનો શિષ્યગણ, તેમનું જ્ઞાન, ગોરવ

વગેરે સર્વ કંઇ લીન થઇને પ્રકાશવા લાગ્યાં અને પ્રભા કંઇ ઓર ખીલી નીકળી ! સહજાનંદ સ્વામી નારાયણમુનિને નામે પ્રસિદ્ધ થયા.

અલૌકિક કાંતિ, કમનીય મૂર્તિ, લાવણ્યનો પ્રસાદ, પ્રખર પ્રતિભા, અને જ્ઞાનની અતિશય ગંભીરતા તથા સદ્‌ગુણોનું સ્વામીત્વ જોઇ જોઇ, યજ્ઞની આહૂતિઓની પેઠે મનુષ્યો તેમના ચરણારવિંદમાં યાવજ્જીવિત-પર્યંતના સંકલ્પથી યાહોમ અર્પણ થવા લાગ્યાં. મોટા મોટા મહંતો, ગોડવીગો, મોલવીઓ, સાધુઓ, ફકીરો, સંન્યાસીઓ અને વેદાંતીઓ તથા શ્રીમંત ગૃહસ્થાશ્રમીઓ અને પાપનાં પુતળાં જેવા સત્તાધારીઓ તથા જબરદસ્ત લૂંટારાઓ પણ પોતપોતાની અપૂર્ણતાઓને ઓળખી ઓળખી આ પૂર્ણ સ્વરૂપને શરણે આવવા લાગ્યા ! ઉપદેશના અસ્ખલિત પ્રવાહ વહેતા થયા ! સ્વામિનારાયણનું પ્રગટ રીતે બળપૂર્વક ધ્યાન ભજન થવા માંડયું ! અને બ્રહ્મચર્ય વ્રતની આણ ફરવા લાગી. સમાધિનો તો યુગ સ્થપાયો. પાત્ર કુપાત્ર સૌને પ્રસાદી મળી. ઇચ્છિત ભાવનાઓનાં અને ઇષ્ટ દેવોનાં દર્શન સમાધિ દ્વારા અનેકને થવા લાગ્યાં. વ્હેમ, કુછંદ, અને દંભ નષ્ટ થવા લાગ્યા, ધર્મમાં અધર્મ રૂપે અવિદ્યા નિર્લજ્જપણે ઘૂમતી હતી તે છુપાવા લાગી, વિષય-વાસનાનાં મૂળ તૂટવા લાગ્યાં. પંચ મકારના ભ્રષ્ટાચારનું પ્રતિપાદન કરનારા દુરાચારીઓ, અહં બ્રહ્માસ્મિ કહેતા ધૂર્તો અને ભક્તિને નામે વિષયલોલુપતા વિસ્તારનારા તેમજ ઇશ્વરના અસ્તિત્વને મિથ્યા કથનારાઓ નિસ્તેજ થઇ નિંદવા લાગ્યા, પરંતુ તેમનો દ્વેષાગ્નિ એથી પ્રચંડ રૂપે સળગી ઉઠયો ! વૈરીનાં દળ બંધાયાં અને તેમના ઉપદ્રવો અનેક પ્રકારના ઉદ્‌ભવવા લાગ્યા. તેથી સહજાનંદ સ્વામીના ધર્મનિષ્ઠ શિષ્યોની કઠિન કસોટી થવા લાગી. પ્રભુ સ્વામિનારાયણે પણ પોતાના પ્રચંડ પ્રતાપ વડે સદ્ધર્મનું સ્થાપન કરવા અદ્‌ભુત જીવનયજ્ઞ આરંભ્યો ! એ યજ્ઞમાં અણમોલાં જીવનની આહૂતિઓની જરૂર હતી અને તે ચારે દિશામાંથી આવી પડવા લાગી ! આવી મહાન આહૂતિઓ જેમણે

આપીને પોતાનો પણ જીવનયજ્ઞ સિદ્ધ કર્યો છે, તેવા પુણ્યશ્લોક મુક્તાત્માઓને કોટિ કોટિ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હો !

આ પુસ્તકમાં એવા પાંચ મુક્તાત્માઓનાં જીવનની પ્રકાશિત રેખાઓ દોરી છે, કે જેમણે એકાંતિક પરમ ભાગવત ધર્મના પુનરુજ્જીવન માટે મંડાયેલા મહા યજ્ઞમાં પોતાનાં જીવનને પ્રભુ પ્રીત્યર્થે સમર્પણ કરી દઇ પોતાનો જીવનયજ્ઞ સાધ્યો છે, અને જે વચનામૃત જેવા અપૂર્વ ગ્રંથના પ્રણેતા તરીકે મુખ્ય સદ્‌ગુરુઓની પંક્તિમાં અગ્ર સ્થાને વિરાજે છે. એ મહાપુરુષો તથા બીજા અનેક મહાત્માઓ જેમાં કેટલાકે જ્ઞાતિની દુષ્કર ઉપાધિઓ સહન કરી, કેટલાકે સગાં સંબંધીના અસહ્ય ક્લેશ સહ્યા. ધર્મને શિર સાટે રાખતાં કેટલાક પતિઓએ પત્નીની અને પત્નીઓએ પતિની દારુણ વેદનાઓ ખુશીથી ખમી લીધી. કેટલાકે રાજા અને દુષ્ટ લોકોના પ્રહાર બહુ પ્રકારે સાંખ્યા; કેટલાકે ધન, માલ, આજીવિકા અને પ્રાણ પણ કુરબાન કર્યા તેમજ અનેક મનુષ્યો પ્રભુની પ્રસન્નતા માટે અસિધારા જેવાં કઠિન વ્રતો પાળી સાધુ થઈ વિચર્યા ! અને જડભરતની પેઠે વરતી ભયંકર આપત્તિમાં પણ પૃથ્વી સમા ક્ષમાશીલ રહ્યા. ! આમ અનેક પ્રકારે એ સત્પુરુષોએ અધર્મની બાહ્ય ઉપાધિ સામે ટક્કર ઝીલતાં કામ ક્રોધાદિકને નિઃશેષ પણે જીતી, આંતર્ અને બાહ્ય શત્રુ સામે દ્વિગુણ યુદ્ધમાં પર્વત સમાન અચલ બની, પ્રભુકૃપાના સામર્થ્યથી અનેક જીવનો માયાના કીચડમાંથી ઉદ્ધાર કર્યો; અને એક મોક્ષપરાયણ મહાન સંપ્રદાયની સ્થાપનામાં પોતાનાં પુણ્યસ્મરણો આપણે માટે યાવત્ચંદ્રદિવાકરૌ મૂકી ગયા છે.

આ પુસ્તકમાં આપેલાં પાંચ ચરિત્રો સાધુ, સંતો તથા હરિજનોના મુખથી સાંભળેલાં તથા તેમની લેખી હકીકત મળી આવી તે બધામાંથી ઐતિહાસિક અને વિશ્વાસપાત્ર જણાયું તે આલેખ્યું

છે. છતાં કંઇ હકીકત રહી પણ જતી હશે તો સર્વ સંતો તથા હરિજનો પ્રત્યે નમ્ર પ્રાર્થના છે, કે જો કોઈ સુધારા વધારા સૂચવશે તો અતિ કૃપા થશે.

જેમ હીરાથી જ હીરો વીંધાય છે તેમ જીવન જીવનચરિત્રોથી જ ઘડાય છે; માટે જ શ્રીજી મહારાજે પોતાની લીલા ગાવવા સાંભળવાનો આગ્રહ વખતો વખત કર્યો છે. મોટા સંત–હરિજન મુક્તોની જીવન-ચર્યા સત્સંગ અને ભગવાન પરાયણ જ હોય છે, તેથી તે વડે ભગ-વાનનું માહાત્મ્ય તથા ભક્તિ જ વિશેષ દઢ થાય છે. એટલે એવાં જીવનચરિત્રો અતિ મનન કરવા યોગ્ય છે, એમ જાણી આ સંગ્રહ યથાશક્તિ–મતિ મૂળ વસ્તુ સાચવીને સુઘટિત રૂપે લખ્યો છે. વળી જીવનની ભાવનાઓ શુદ્ધ સ્વરૂપમાં તેજસ્વી બની હૃદયમાં છપાય એ હેતુને અનુસરી ભાષાની શૈલી રાખી છે. ભૂલચુકની નમ્રતાપૂર્વક ક્ષમા ચાહું છું.

આ પુસ્તક લખવામાં સૂચના તથા કેટલીક વિગતો આપવા બદલ પ્રાંતીજવાળા પરમ ભગવદી પુંજાલાલ બહેચરભાઇનો ઋણી છું; તેમજ આ પુસ્તકને પ્રકાશમાં મૂકવા માટે સંપૂર્ણ કૃપામય મદદ તથા કેટલીક ઉપયોગી વિગતો પૂજનીય બ્રહ્મચારી મહારાજ કૃષ્ણસ્વરૂપાનંદજી, (અમદાવાદ) તરફથી મળી છે, જેમના સિવાય આ પુસ્તક બહાર મુકવાનું કદાચ અશક્ય હતું; એથી એમનો મહદ્ ઉપકાર થયો છે. આ સિવાય સત્સંગનાં જે જે પુસ્તકો અને અન્ય હરિજનો તરફથી માહિતી મળી છે તેમનો પણ આભાર માનું છું.

છેવટે ગઢપુર નિવાસી અક્ષરસ્થ સદ્‌ગુરુ પરમ પૂજ્ય શાસ્ત્રીજી શ્રી. મુનીશ્વરાનંદજીની કૃપા વડે સદ્‌ગુરુઓનાં પુસ્તકોની ટીપ વગેરે મેળવી શક્યો એ બદલ એમનું અતિ પૂજ્ય ભાવે ઉપકારપૂર્વક સ્મરણ કરું છું.

ચરિત્રાનો આ પહેલો ભાગ સત્સંગને રુચિકર થશે તો બીજો ભાગ પણ લખવાની ઇચ્છા છે. તે શ્રીજીની અને સંત—હરિજનોની કૃપાથી સિદ્ધ થાય એમ માગું છું. તેમજ જેમની પાસે હરકોઈ સદ્‌ગુરુની વિગતો કે સ્મરણો હોય તે મોકલવાની કૃપા કરે એવી પ્રાર્થના છે.

નવજીવન ઓફીસ
હરિજયંતિ ૧૯૮૦

સેવક,
ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ



# અનુક્રમણિકા

## સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી



प्राभूद्वार्ताप्रवाहोऽमितहरियशसां पापताप प्रणाशो ।
दिव्यानां यन्मुखेंदोरिव तुहिनगिरेः पूर्णगंगाप्रवाहः ॥
तन्निर्वेदातितुच्छीकृत सकल महा लोकभोगं पवित्रं ।
मुक्तानन्दाभिधानं मुनिमनुदिवसं नौमि सद्वृंदमुख्यम् ॥

# સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી

વિક્રમની અઢારમી સદીની આખર લગભગના સમયમાં દીવબંદરના એક કુલીન અને શ્રીમંત જૈન-વણિક કુટુંબની પુત્રી, નામે રતનબાઈ દૈવ-ગતિએ યુવાવસ્થામાં વિધવા થઇ. તેમને કંઇ પણ સંતાન ન હતું. કુટુંબમાં અને શહેરમાં આ ઘટનાથી શોક વ્યાપી રહ્યો. મૂર્ખ પુત્ર અને વિધવા કન્યા એ માતાપિતાને વગર અગ્નિએ બાળનારાં સાધન કહેવાય છે. તેમાં પણ જમાનો પલટાઇ ગયો હોય, ધર્મની મર્યાદાઓ શિથિલ થઇ ગઈ હોય તેવા સમયમાં એક યુવાન પુત્રીને વિધવા સ્થિતિમાં ભડભડતી ચિતા સમાન દૃષ્ટિ આગળ સાચવવી એ મહા વ્યથા છે. આ સજ્જન વણિક ઉપર આપત્તિનું વાદળ તૂટી પડ્યું. કોઇ પ્રકારે તેનું સાન્ત્વન ન થાય. આમ પરિતાપમાં કેટલોક સમય વીત્યો; પરંતુ પુત્રી —રતનબાઈ જુદા જ વમળમાં તણાતી હતી. તેણે એક જ ઝટકાથી જગતનું દુઃખમય સ્વરૂપ જોઈ લીધું. શું રાગ રંગ, સુખ-ઉપભોગ આવાં જ ક્ષણિક? તેને ટળા જતાં આટલી જ વાર? જે સુખી સ્થિતિ અને વૈભવને મોં

વણિક કન્યા રતન બાઇ

પ્રિય માન્યાં હતાં તે શું છેક તજી જ જવાનાં ? ત્યારે એવા અનિત્ય પ્રપંચો શા સારૂ જોઇએ ? સાધુ–સાધ્વીઓના વ્યાખ્યાનોમાં વૈરાગ્યને બહુ મહત્ત્વ અપાય છે તેનો અર્થ હવે સમજાયો. બસ, હવે એ જ નિશ્ચયઃ જ્યારે સંસારે મને તરછોડી છે ત્યારે મારે પણ તેની ઇચ્છા કરવી હરામ છે. આમ વિચારનિમગ્ન છે, તેવામાં તેની માતા તેને ઉદાસ જાણી સાન્ત્વનનાં વચનો કહેવા લાગી, પુત્રીએ જવાબ આપ્યો, માતા ! મને દુઃખ થાય છે એમ સમજી તમે વિશેષ દુઃખી થશો નહિ. સંસારમાં કોને દુઃખ નથી ? મારા જેવાં તો હજારો દુઃખીયાં હશે. એ દુઃખની મને પરવા નથી. હું હવે ધર્મધ્યાનમાં વિચરવા વાસનાઓ તજી જૈન ધર્મની દીક્ષા લઇ સાધ્વી થવા ઇચ્છું છું; જેથી હું મારૂં શ્રેય કરીશ અને આપને પણ શાંતિ થશે. આ મારો છેવટનો દૃઢ નિશ્ચય છે.

**રતનબાઈની દીક્ષિત અવસ્થા**

રતનબાઇનાં માતા પિતા જૈન હોવાથી તેમને સાધુ સાધ્વીઓનું માહાત્મ્ય ઘણું હતું. રતનબાઇનો નિશ્ચય જાણીને તેઓ સાનંદાશ્ચર્ય પામ્યાં ! અને પુત્રીની ધર્મભાવના તથા સમજણ તેમને બહુ અનુકૂળ થઈ તેથી તેમણે સંમતિ આપી. પછી દીક્ષાઉત્સવનો દિન મુકરર કરવામાં આવ્યો અને જૈન સાધુ પાસે દીક્ષા અપાવી. માતા પિતા અને કુટુંબી જનોથી રતનબાઇનો માર્ગ હવે જુદો પડ્યો. અશ્રુભીની આંખોએ સૌએ પરસ્પર વિદાય દીધી અને લીધી. રતનબાઇને પોતાની વૈરાગ્યવૃત્તિની અનુકૂળતા થવાથી તથા માતા પિતાને જન્મ પર્યંતની મોટી ચિંતા ઉતરવાથી શાંતિ થઈ.

દીક્ષા ગ્રહણ કર્યા પછી રતનબાઇએ ત્યાં સાધુઓ અને સાધ્વીઓનો સારો સંઘ જોઇ જૈન ઉપાશ્રયમાં નિવાસ કર્યો. ધાર્મિક ભાવનાવાળા શ્રાવકોએ પણ સત્કારપૂર્વક ત્યાં સ્થિતિ કરાવી. જૈન ધર્મનાં પ્રવચનો અને સાધુસમાગમમાં કેટલાક માસ વીતી ગયા. અમુક મુદત પછી બહાર પ્રદેશમાં ફરવા જવાનું પણ રતનબાઇએ ધારી રાખ્યું હતું, પરંતુ માયાની ગતિ વિચિત્ર છે !! યજ્ઞનાં સુગંધીમાન ઘૃતદ્રવ્યોની સાથે કિંચિત્ હિંગ પડતાં જેમ સુગંધને દાબીને દુર્ગંધ પ્રસરે તેમ આ ઉપાશ્રયના તપસ્વીઓનાં વ્યાખ્યાનની સરસાઇનાં વખાણ સાથે એક કુશંકાનો પણ ચણભણાટ થવા લાગ્યો.

**સાધુ મુળદાસજી**

આ સમયમાં સોરઠ પ્રાંતમાં આવેલા અમરેલી ગામના નિવાસી સત્પુરુષ મૂળદાસજી જેઓ રામાનુજ સંપ્રદાયના ગોંડળીયા સાધુ હતા, અને જેમનાં સાધુતા, ઉત્તમ ચારિત્ર તથા ચમત્કારિક પ્રતિભા મશહૂર હતાં તેઓ પોતાના શિષ્યવર્ગના નિમંત્રણથી દીવમાં આવેલ હતા. તેમના તરફ લોકોના આદર અને ઉત્સાહ ખૂબ જામ્યા હતા.

**આત્મહત્યાની તૈયારી**

રાત્રિનો પાછલો પહોર કંઇક વધારે બાકી છે; ઉષા હજુ અંધારપછેડો ઓઢીને સૂતી છે; હજુ પંખીનો રવ સંભળાતો નથી; આકાશના તારાઓ ગુપ ચુપ અવાજ કર્યા વગર નિરખતા હોય તેમ ચમકે છે. પ્રભાતનો પવન વહેવો શરૂ થયો નથી, એટલે આછા અંધારામાં વૃક્ષો અડોલ પણે સ્તબ્ધ ઉભાં છે. શહેરના કોઇ ઘરમાંથી બાલક માતાની સોડમાં રડતું સંભળાઇને રહી જાય છે. બાકી બધે સૂનકાર સિવાય કંઈ નથી.

ચોકલો મહાસાગર દીવ બેટના કિનારા પર ભયંકર ઘુઘવાટા કરતો પછાડા મારી રહ્યો છે. આ સમયે શય્યામાંથી જાગી ઇશ્વરસ્મરણ કરી સાધુ મૂળદાસજી હાથમાં લોટો લઈ ગામ બહાર શૌચક્રિયા કરવા નીકળ્યા. ગામ બહારના કુવા તરફ તેમની દૃષ્ટિ વળી તો એક શ્વેત આકૃતિ હાલતી ચાલતી જણાઈ. કંઇક વિચારમાં મૂળદાસજી સ્થંભી ગયા. નજર ફ્રીને માંડી તો શ્વેત વસ્ત્રમાં પુરુષ નહિ પણ સ્ત્રી માલૂમ પડી. જીજ્ઞાસા અને તર્કથી મૂળદાસજી વધારે સ્થિર થયા અને તે તરફ જવાનો નિશ્ચય કરી ધીમે પગલે તે દિશામાં એક તરફ ચાલ્યા. છેક નજીક પહોંચ્યા તો એક શ્વેતવસ્ત્રસજ્જીત તપસ્વી અબળા ઇષ્ટ દેવની પ્રાર્થનામાં તલ્લીન થઇ, જીંદગીની છેલ્લી પળ મુશ્કેલીથી વીતાડતી કુવામાં કૂદી પડવાની તૈયારીમાં હતી. તેની સાડીનો ખોળો ભરીને બાંધી લીધેલા પથરાથી લચી પડતો હતો. મૂળદાસજીએ ત્વરાથી તેનો સંકલ્પ પારખી લીધો અને તે પણ કૃતનિશ્ચય થયા.

**આત્મહત્યાનો પ્રતિરોધ**

અબળા જેવી કુવા તરફ ધસારો કરવા જાય છે કે મૂળદાસજીએ હાં, હાં કરી પાછળથી દોડી, ઝડપથી હાથ ઝાલી ખેંચી રાખી! અબળાના દુઃખની પરિસીમા આવી. 'અરે! તમે કોણ છો? છોડો, છોડો મને મરવા દો.' કહેતી ધ્રુશકો મૂકી રડી પડી! મૂળદાસજીએ હાથ ન જ છોડયો. ધીરજથી સાન્ત્વન આપી, બ્હેન-બાપા કહી પૂછ્યું; શા માટે મરે છે? શું દુઃખ છે? રતનબાઈ તો દિઙ્મૂઢ બની ઉભી રહી.

મૂળદાસજીએ બહુ જ દિલાસાનાં અને દુઃખ નિવારવાનાં વચનો કહ્યાં ત્યારે એ સમજુ અને ધર્મભાવનાવાળી સાધ્વીએ પોતાના નિર્બળ હૃદયને કંઇક દૃઢ કર્યું, અને જેમ કોઇ અત્યંત વિશ્વાસુ પ્રિયજન આગળ દિલની કથની ઠલવાઈ જાય, તેમ આ પવિત્ર સાધુ આગળ આ સાધ્વીનો ઇતિહાસ નીકળી પડયો. મૂળદાસજીએ જાણ્યું કે કુલવાન અને ધર્મ-વંત કુલની આ બાઇએ વિધવાવસ્થામાં વૈરાગ્ય પામી દીક્ષા લીધી છે, તેમજ અનેક આકરાં તપ પણ આચર્યાં છે, પરંતુ જૈન ધર્મની શિયળની નવ વાડની મર્યાદા પૂર્ણપણે નહિ પાળવાના પરિણામે સાધુ અને સાધ્વીઓનો સહવાસ એ જ આ પ્રસંગનું કારણ થઇ પડયો છે. આથી મૂળદાસજીએ તેમને મનુષ્યસ્વભાવ અને સંગની પ્રબળતા બહુ બહુ પ્રકારે સમજાવ્યાં. વળી એકલશૃંગી, પારાશર આદિક મહા તપસ્વીઓને સંગથી વિકાર થયો તે સંભળાવીને કહ્યું કે બાપુ, તારો કે તારી સાથે ભૂલ કરનાર પવિત્ર સાધુનો દોષ ઓછો છે, પણ તમે જે રીતે રહોછો તે રીતનો દોષ વિશેષ છે. મનુષ્યે વિકારો જીતવા માટે તો તેનો ઉદ્ભવ ન થાય તેવી પરિસ્થિતિ કાળજીપૂર્વક સેવવી જોઈએ. વિકાર ઉદ્ભવે તેવા સંયોગોમાં રહીને સંયમ સાચવવો એ અશક્ય છે. માટે તું ન ગભરાઈશ; તારૂં આ આચરણ ઈરાદાપૂર્વક નથી, અકસ્માત્ કે ગાફલપણાથી પાપ થયું તેનું નિવારણ પશ્ચાત્તાપ આદિ પ્રાયશ્ચિતથી છે. આવો મનુષ્ય-દેહ ખોઇ નાખવો એ તારા જેવી સાધ્વીને ન ઘટે. જગતની નિંદા સહન કરી લે અને તાર ખરી પવિત્રતા પર જીવન ગાળ. હું તને અને તારા ગર્ભમાં રહેલા બાળકને અહિં

મારી દૃષ્ટિ સમક્ષ મરવા દઉં તો મને સ્ત્રી તથા બાળની બે હત્યા લાગે.

સાધ્વીની આંખમાંથી અશ્રુ ચોધાર વરસતાં હતાં. આંતર્ વૈરાગ્યવૃત્તિ તેમને આ પ્રસંગે ઉભી સળગાવતી હતી. તે બોલી, અરે ભાઈ! મારી અપકીર્તિ–કાળું મોઢું તો હું કદાચ સહન કરૂં; પણ પેલા પવિત્ર સાધુપુરુષનું શું ? વાત ઉઘાડી પડતાં પહેલાં જ મને આ ધરતી પરથી હતી ન હતી થઈ જવા દો. હું જીવીશ તો તે સાધુપુરુષ એક અકસ્માત્ માનુષી ભૂલના પરિણામે અપકીર્તિથી ગભરાઈને આત્મહત્યા કરશે. એમ થવા દેવા માટે હું જીવું એ તમને યોગ્ય લાગે છે? આ સાંભળી મૂળદાસજી મનમાં ગમ ખાઇ ગયા! ઘડીભર તેની આંખો વિશેષ ઉઘડીને સ્થિર થઇ ગઇ. પછી કંઈ નિશ્ચય કર્યો હોય તેમ દૃઢ થઇ બોલ્યા, બાપુ બ્હેન ! જરા પણ ગભરાઇશ નહિ. તું મારી બ્હેન જ છે એમ માનજે. અહિંથી તું મારી સાથે મારા મુકામમાં ચાલ ત્યાં ખુશીથી રહે. એ પવિત્ર સાધુની અપકીર્તિ હું મારે માથે ઓઢી લઇશ; જગત્‌ની મને પરવા નથી; તમારા જેવા પવિત્ર આત્માઓની હત્યા તો હું નહિ જ થવા દઉં.

મૂળદાસજીની મહત્તા

અહાહા ! ! અબળા તો આ સાધુ પુરુષની મહત્તા, ઉદારતા અને પવિત્રતાથી ચકિત થઈ ગઇ ! ઘણાં સાધુ સાધ્વીઓના સહવાસમાં આવીને પણ આવી અપ્રતિમ સાધુતા તેમણે અનુભવી ન હતી. મૂળદાસજીનાં વચનોથી તેની ધાર્મિક આત્મશ્રદ્ધા પુનઃ

જીવનને વિકટ માર્ગે

જ્વલંત થઈ અને પોતાના વર્તનનો ડાઘ લોકની અપકીર્તિ સહીને તેમજ વિરાગની આકરી આગમાં જીવન ગાળીને ધોઇ નાખવા નિશ્ચય કર્યો. આમંત્રિત મૃત્યુને નમસ્કાર કરી, મૂળદાસજીની પાછળ ચાલતી જીવનને વિકટ માર્ગે પળી. હજુ ઉષાનાં દ્વાર ઉઘડવાની તૈયારી થતી હતી; તેવામાં આ બંને પુણ્યાત્માઓએ દીવમાં સાધુઓની મંડળીના મુકામમાં આવી સ્થિતિ કરી.

**મૂળદાસજીએ આળ ઓઢ્યું**

પ્રભાત થયું, ધંધાદારી લોકો પોતપોતાનાં કામ સંભાળવા લાગ્યા, પણ સ્થળે સ્થળે થોડાં થોડાં માણસોનાં ટોળાંમાં કોઈ વાત ચર્ચાવા માંડી હતી જૈન ઉપાશ્રય પાસે વિશેષ ધમાલ જણાતી હતી કેટલાક શિષ્ટ જણાતા જનો ખિન્નતા ભર્યા ઉકળેલ ચ્હેરામાં દેખાતા હતા. વાતનો કોળાહળ વૃદ્ધિ પામતો જતો હતો. તેવામાં કોઇએ સમાચાર આપી દીધા કે સાધ્વી તો છે જ નહિ. આથી સૌએ એક નવી જ ધાસ્તી અને વિચારનું વલણ પકડ્યું! તેવામાં એક બીજા સમાચાર આવી પહોંચ્યા, એટલે રોષભર્યું એક ટોળું મૂળદાસજીના ઉતારા તરફ ઉપડ્યું. કોલાહલ ઘેર આવ્યો સાંભળી મૂળદાસજી સામા ગયા અને સૌનો સત્કાર કરી આસન આપ્યાં. મહાજન-મંડળ મૂળદાસજીની લાંબા વખતની પરિચિત પવિત્રતા તથા પ્રતિભા આગળ ઘડીભર તો ઝંખવાઈ ગયું. તેથી જે વાત પૂછવા આવેલ તે પણ થોડીવાર ઉચ્ચારી શકયું નહિ; પરંતુ તેમના ઉકળાટનો વેગ અતિ ઉત્કટ હતો. ધીમે રહીને પણ આતુરતાથી સાધ્વીની પૃચ્છા થવા લાગી. મૂળદાસજીએ મહાજનમંડળનો પ્રકોપ બરાબર સ્વરૂપમાં

સમજી લીધો. નિર્દોષ રીતે ગુન્હામાં સપડાયેલ સાધ્વીને આ સ્થિતિમાંથી ઉગારી લેવા માટે દલીલો કરવાનું નિરર્થક અને અકાળે છે એમ તેને લાગ્યું; એટલે બહુ જ શાંતિથી ગંભીરતાપૂર્વક અંતરમાં ભગવાન રામચંદ્રજીનું સ્મરણ કરીને બોલવાનું શરૂ કર્યું. ભાઇઓ! માણસ ભૂલને પાત્ર છે. મોટા મોટાની ભૂલ થઇ છે અને થાય. હું તો એક એવો પામર પ્રાણી છું કે મારી કોઇ જાતની પાત્રતા નથી. મારા પર રહેમ કરો. મેં જ પાપી માણસે આ પવિત્ર સાધ્વીને પાપમાં નાખી છે. અને તેના ગર્ભમાં રહેલ બાળકનો પિતા હું જ છું. આ જ કારણે સાધ્વીને મેં અહિં આશ્રય આપ્યો છે. હવે આજથી સાધ્વી સાથેનો આપનો ધર્મસંબંધ કે બીજો કોઇ સંબંધ હોય તે છુટી જાય છે. હું તેમનો તથા તેમના બાળકનો રક્ષક તેમજ પોષક તરીકે જાહેર થાઉં છું. આપ સૌ શાંત થઇ સૌ સૌને ઘેર પધારો. આમાં કોઇને અંગત નુકસાન કંઈ નથી. અમારૂં પાપ અમે જ ભોગવી લઇશું. છતાં આપ સૌને મારા માટે જે કંઈ ઉપાય લેવા યોગ્ય જણાય તે સુખેથી લેવા આપ મુખત્યાર છો. આપ સૌ મુરબ્બી છો. આથી વિશેષ ખુલાસાની આપને આશા નહિ જ હોય એમ હું ધારૂં છું.

આ વચનો સાંભળી મહાજનમંડળ માંહેના કેટલાક ઉલ્કાપાતીયા અને અધીરા માણસોએ હોકારા પાડવા માંડ્યા; અને ઉભા થઇ, લાંબા લાંબા હાથ કરી અશ્લીલ શબ્દોની વૃષ્ટિ કરવા માંડી. પ્રચંડ કોલાહલ મચાવી દીધો. જોત-જોતામાં મનુષ્યોની મેદની ભરાઇ. દરેકના મુખમાંથી મૂળ-

દાસજી ઉપર ફીટકાર નીકળવા લાગ્યો. એક પ્રખ્યાત, સાધુ ચરિત, મહાન પુરુષની મહત્તા અને ઉજ્જવળ કીર્તિ આમ એક ક્ષણમાં જનસમાજના પગમાં છુંદાવા લાગી! મૂળદાસજી તો પોતે કરેલા મહાન શુભ કાર્યથી અંતરમાં શાંતિ પામતા, રામ રામ ભજનમાં એકતાર થઇ, સ્વસ્થપણે આ ઘોર અપમાન અને અપકીર્તિના વરસતા અંગારા પ્રેમપૂર્વક સહી લેતા હતા! બોલનારાઓ બોલી બોલીને થાકયા. લોકોને પોતાનાં કામમાં અધિક વિલંબ થવા લાગ્યો તેમ તેમ ઉફાળો કંઇક નરમ પડ્યો. લોકોનાં ટોળાંની ભરતી ઓછી થતી જઈ ધીમે ધીમે બધું વાદળ વીખેરાયું. ગામમાં ઘેર ઘેર એ જ વાત અને એ જ ફીટકાર સિવાય કંઇ સંભળાતું ન હતું. મહાજનમંડળનો પ્રકોપ મૂળદાસજી ઉપર અતિ ઉગ્ર થતો ગયો તેથી તેઓ ત્યાંથી પ્રયાણ કરી સાધ્વી સહિત અમરેલી ગામે આવ્યા.

જેમ દીપ બુઝાઇ જતાં પ્રકાશને સ્થાને અંધકાર છવાઇ જાય, તેમ મૂળદાસજીનો કીર્તિદીપ બુઝાતાં તેમનાં કીર્તિસ્થાનો અપયશ અને ધિક્કારમય બની ગયાં! એ બધું તેમણે પરમ સંતોષપૂર્વક સહી લીધું. વિરાગની મૂર્તિરૂપ પેલી સાધ્વીને પોતાની બ્હેન તરીકે જાળવી, તેમને રામાયણ વગેરેમાંથી ધાર્મિક રહસ્યો સમજાવતા તેઓ દિન ગુજારવા લાગ્યા; તેથી તે પુનિત સાધ્વીમાં રહેલી સ્વાભાવિક વિરાગવૃત્તિમાં ધર્મ તથા ભક્તિનાં બીજ રોપાયાં. અને તેમનું જ્ઞાન ઇશ્વર ઉપરની શ્રદ્ધામાં દૃઢ થવાથી ભક્તિમાર્ગમાં તેમનું ચિત્ત બરાબર ચોટયું.

રાધા

ચક્રવ્યૂહની યુદ્ધવિદ્યા સુભદ્રા દ્વારા ગર્ભમાં ગ્રહણ કરીને અભિમન્યુ અવતર્યો હતો તેમ સાધ્વીની સ્વયંવિરાગવૃત્તિ તથા મૂળદાસજીનાં ધર્મ, ભક્તિ અને પરોપકારનાં પ્રતિબિંબો પશ્ચાત્તાપના પુણ્યકાળમાં માતા દ્વારા મેળવીને; પૂર્ણસમયે સાધ્વીના તપસ્વી તનમાંથી એક રૂપગુણસંપન્ન કન્યા ઉત્પન્ન થઈ. તેમની સૌમ્ય આકૃતિએ સૌને સ્વાભાવિકપણે મુગ્ધ કર્યાં. દિન પ્રતિદિન તેમની કાયા કાંતિમાન થતી વધવા લાગી. વર્ષ ઉપર વર્ષ ચાલ્યાં ગયાં તેમ તેમ તેના નૈસર્ગિક સ્વભાવે સહુ જનોનો ઘણો જ ચાહ મેળવ્યો. તેમને સહુ રાધા કહીને બોલાવતાં. તેમની સરળ, લજ્જાવાન, ગંભીર અને સદ્દગુણી રીતભાતે સૌને વશ કર્યાં.

આનંદરામ

રાધાની કિશોર અવસ્થા ઉતરવાના સમયમાં એક દિવસ આનંદરામ નામે તેજસ્વી યુવક મૂળદાસજીની જગામાં આવી ઉતર્યો. તે જ્ઞાતે કનોજ તરફ નો સરવરીઓ બ્રાહ્મણ હતો. તે સારી વિદ્યા સંપાદન કરીને તીર્થાટન કરવા નીકળ્યો હતો. આ વખતે તે દ્વારિકાપુરી જતાં રસ્તામાં અમરેલી ગામે રાત્રિ ગાળવાના વિચારથી આવ્યો. તીર્થમાં કે બીજે કોઈ સ્થળે તે સાધુપુરુષોને જરૂર ખોળતો અને તેનો સમાગમ કરતો. મૂળદાસજીની ખ્યાતિ સાંભળી તે તેની જ જગ્યામાં આવ્યો. અહિં તેમનો પ્રેમપૂર્વક આદર સત્કાર થયો. મૂળદાસજીની મહત્તા તો ક્યારની દ્વિગુણિત થઇ હતી; કેમકે લોકોને મૂળદાસજીની સાધુતા અને પરોપકારની ખરી ખબર પાછળથી પડી હતી.

આવા પુરુષના આશ્રમમાં આનંદરામને ખરેખર આનંદ જ થયો. તે ત્યાં બે દિવસ વિશેષ રોકાયો.

દૈવયોગે યુવાન બ્રાહ્મણુને પ્રભાતે પ્રયાણ કરવાનું હતું, તે રાત્રે અતિ ઉગ્ર જ્વર આવ્યો અને શરીર બેફામ થયું. આશ્રમવાસીઓએ યોગ્ય ઉપચાર કરવા માંડયા પણ જ્વર હઠ પકડતો ગયો. સાધ્વી રતનબાઈ તથા રાધા પણ અવારનવાર તેમને એકલો છોડયા સિવાય એક એક હાજર રહેતાં હતાં. આઠ દસ દિવસ થયા તેટલામાં તો માંદગી ભયભરેલી થઇ પડી અને શરીર છેક ક્ષીણ થઇ ગયું. રાધાનું દીલ આ માંદગી જોઇ બહુ દુઃખી થતું. તે પોતાનું ખાવું પીવું ઉતાવળે પરવારી, અતિ દયાભાવથી તેમની પરિચર્યા કરવામાં જ રહેતી; અને આ એક પરદેશી આશ્રિતને જલદી કેમ આરામ થાય, એ જ એક તેને રટણ થઇ રહ્યું હતું. ઇશ્વરકૃપાએ દસ બાર દિવસે જ્વર કંઇક હઠયો, તેથી આનંદરામને શુદ્ધિ આવી. પ્રભાત થતાં પહેલાં તો તેણે અતિશય ક્ષુધાને લીધે કંઇક ખાવાનું માગ્યું. હવે ધર્મસંકટ આવ્યું! બ્રાહ્મણુના દેહને અણુખપતું કેમ ખવરાવવું એ ધર્મવિધિ નડયો. પરંતુ આ સમયે કંઈક ખોરાક આપવાની બહુ જરૂર હતી તેથી આનંદરામને ધીમેથી પૂછયું, તમારા દેશમાં કુમારિકા અન્ય જ્ઞાતિની હોય તો પણ તેના હાથનું જમી શકાય છે એમ સાંભળ્યું છે; જો આ આપત્તિ વખતે તમે રાધાના હાથનું ખાઇ શકો તો તે હમણાં જ તૈયાર કરી આપે. સમય તથા દેશનો રિવાજ

આનંદરામની માંદગી

વિચારી આનંદરામે હા કહી. રાધા તો હાજર જ હતી. તુર્ત જ તેણે પ્રેમપૂર્વક સાકરનો શીરો થોડોએક તૈયાર કરી આપ્યો. આનંદરામે તે જમીને ઘણી શાંતિ અને સંતોષ સાથે ઉપકારની દૃષ્ટિથી જોયું. ક્રમે ક્રમે માંદગી હઠવા લાગી. થોડા દિવસોમાં આનંદરામને સારી રીતે આરામ થઇ ગયો ત્યાં સુધી રાધાએ દયાભાવથી તેમની સેવા કરી ખવરાવ્યું. આનંદરામ પણ કુટુંબનું જ માણસ હોય તેમ સૌ સાથે પરિચિત થઈ ગયો, તથા જાણે કે અહિં જ રહી જાઉં એવી તેના ચિત્તની સ્થિરતા થઈ ગઇ!

**આનંદરામ અને રાધાનાં લગ્ન**

કુમારિકા રાધાને કોઇ સુપાત્ર પતિ મળે તે વિચાર સૌ કોઇને હતો જ. તેમને આ આનંદરામની સુશીલતા અને આકૃતિએ લલચાવ્યાં. એક વખત સાધ્વી રતનબાઇએ પોતાની ઇચ્છા વિનયપૂર્વક આનંદરામ આગળ જણાવી. આનંદરામને આ પવિત્ર આત્માઓના સમાગમમાંથી ખસવું ગમતું તો ન હતું જ. વળી આશ્રમવાસીઓના ઉપકાર તથા ચારિત્ર-ની છાપ પોતાના હૃદયમાં ઉંડી પડી હતી. તેમજ રાધાનું સચ્ચરિત્ર અને સંસ્કારી જીવન જોઈ આનંદરામ ના કહેવા સમર્થ ન થયો; તેણે પ્રસન્નતા જ બતાવી. બસ, સૌએ જોયું કે વરકન્યાની આવી સુંદર જોડ દૈવકૃપાથી જ બંધાય છે માટે વિલંબ કરવો નહિ. રાધા લગ્નને લાયક ઉમરની થઈ હતી.

હવે લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો અને વિધિપુરઃસર લગ્ન કર્યાં. હવેથી આનંદરામે પોતાનું નામ

મૂળદાસજીના સાધુવર્ગનું રાખ્યું. વરકન્યા રૂપ, ગુણ, અવસ્થા અને સંસ્કારમાં સમાન જોઇ લોકોએ પણ આનંદપૂર્વક પ્રશંસા કરી. શિષ્ટ જનોએ હર્ષપૂર્વક આશીવાદ આપ્યા.

કેટલોક સમય આ ગુણવાન દંપતીએ ધર્માચરણથી નિર્ગમન કર્યો. ત્યારબાદ સુપાત્રતાથી લલચાઇને જેવી રીતે મત્સ્યગંધાની કુખે વ્યાસજી અવતર્યા, દાસીની કુખે ભક્ત વિદૂર અવતર્યા અને અંજનીની કુખે નૈષ્ઠિક બ્રહ્મચારી હનુમાન અવતર્યા તેવી રીતે એક મહાન અક્ષરમુક્તે શ્રીમતી રાધાના ઉદરથી પુત્ર રૂપે જન્મ લીધો. રત્નસમા આ પુત્રનાં અતિ સુંદર કાંતિ અને રૂપ જોઇ માતા પિતાએ ધન્ય ભાગ્ય માન્યું, તેમજ સર્વ આપ્ત જનોને આનંદ થયો. આ પુત્રરત્ન તે જ સ્વામિનારાયણ ભગવાનના જીવનયજ્ઞમાં અર્પણ થનાર સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામી. તેમની સુંદરતાનો એક જ દાખલો બસ થશે, કે સ્વામિનારાયણ ભગવાને તેમને આજ્ઞા કરેલી કે 'તમારે તમારૂં શરીર વસ્ત્રથી ઢાંકી રાખવું, કેમકે તમારી સુંદરતા જોઇને કોઈ સ્ત્રી જાતનું ચિત્ત ચંચળ થાય તો પાપ તમને લાગશે.' આ આજ્ઞા પ્રમાણે મુક્તાનંદ સ્વામી કાયમ વસ્ત્રથી શરીર ઢાંકેલું રાખતા.

(મુકુંદદાસ (મુક્તાનંદજી) નો જન્મ)

માતાપિતાએ બાળકનું નામ મુકુંદદાસ રાખ્યું. ઉમર જતાં મુકુંદદાસ સમજણા થયા એટલે પિતાએ પોતાની સદ્‌વિદ્યા તેમને આપવી શરૂ કરી અને ગાયનકળામાં પણ પ્રવીણ કર્યા. તેમજ મૂળદાસજીના બે શિષ્યો હાથીરામ તથા જદુ-

(મુકુંદદાસનાં વિદ્યાભ્યાસ, ગૃહ સંસાર અને વૈરાગ્ય)

રામ સારા વિદ્વાન હતા તેમની પાસેથી કેટલોક શાસ્ત્રાભ્યાસ અને કાવ્ય સારી રીતે સંપાદન કરાવ્યાં. મુકુંદદાસજીએ નૈસર્ગિક બુદ્ધિથી શાસ્ત્રોનાં રહસ્ય જલદીથી સમજી લીધાં. ભગવાન સિવાય સર્વ નાશવંત છે અને ભગવાનને પ્રાપ્ત કરવા માટે નિષ્કામાદિક ધર્મ દઢ કરી તેમની ભક્તિ કરવી જોઇએ એ સર્વશાસ્ત્રોને સાર તેમને સમજાયો. જેમ જેમ ઉમર વધતી ગઈ તેમ તેમ વૈરાગ્ય વડે તેમનું ચિત્ત ગૃહમાંથી ઉદાસ થતું ચાલ્યું; તેમજ માતા પિતાનો મોહ આ સુપુત્ર પર વધતો ગયો. તેમણે ઉમર થતાં થતાંમાં તો આગ્રહપૂર્વક મુકુંદદાસજીનું લગ્ન પણ કરી નાખ્યું !

મુકુંદદાસજીને હવે બહુ ચટપટી થઇ, કે અહા ! હું તો સંસારની જાળમાં ફસાયો ! આમાં જ ફસાઇ રહું તો ક્યારે નીકળાય ? એક તરફ માતા પિતાનો મોહ અને બીજી તરફ મુકુંદદાસજીની ઉદાસી વિરાગવૃત્તિ એમ બે પક્ષ બંધાયા. જ્યારે જ્યારે તેમણે ભાગી છુટવાના પ્રયત્નો કર્યા, ત્યારે ત્યારે માતાપિતા અને પત્નીએ અનેક પ્રકારે અંતરાય કર્યા; પણ તેથી તો મુકુંદદાસજીનું ચિત્ત સંસારમાં લુબ્ધ થવાને બદલે તેમનો વૈરાગ્ય ઉગ્ર સ્વરૂપ લેતો ગયો. છેવટ તેમણે લોકલજ્જા તોડવાનો નિશ્ચય કર્યો. તેમણે ખૂબ વિચારીને જોઈ લીધું કે લોકલાજ અને પ્રભુભજનના માર્ગ વિરુદ્ધ દિશાએ જનારા છે. હવે તે પોતાની ધારણા અમલ માં મૂકવા યોગ્ય તકની રાહ જોવા લાગ્યા.

કેટલાક સમય પછી મુકુંદદાસજી સ્વતંત્ર આજીવિકા ચલાવવા નિમિત્તે અમરેલીથી દૂર પાંચ ગાઉ ઉપર

**અમરેલીથી અમરાપર વસવું, ઉન્મતત્તા અને ગૃહત્યાગ**

અમરાપર ગામે જઈને વસ્યા, આથી તેઓ કંઈક સ્વતંત્ર સ્થિતિમાં આવ્યા; પણ કોઈ સદ્‌ગુરુની શોધ માટે તેમનું હૃદય બહુ આતુર થવા માંડયું. તેમની વિરાગવૃત્તિમાં વિઘ્નો નાખવાના પ્રયત્ન માતાપિતા તથા પત્ની તરફથી શરૂ જ હતા; તેથી મુકુંદદાસજીએ લોકલાજ છાંડવાનો છેવટનો નિશ્ચય અમલમાં મૂકવા ધાર્યું. તેઓ સમજ-પૂર્વક ગાંડા બન્યા અને ઉન્મત્ત થઈને ભમવા લાગ્યા ! મોઢેથી 'રામ ગટાગાટ મહુડી ફૂલી; રામ ગટાગટ મહુડી ફૂલી ' એ વાકયની ધૂન જગાવી ગામમાં દોડવા માંડયું ! એટલું જ નહિ પણ લોકોની ગમે તે ચીજ હાથ આવતી તે ઉપાડી એકની બીજાને ઘેર મૂકવા માંડયા. થોડા દિવસ તો આ રીતે કુતુહલ માની લોકોએ સહન કયુ, પણ પછી તો સૌ કાયર થયાં. તેમનાં માતાપિતા તથા સ્રીને ઠપકા અને કલેશ સહન કરવાનું વધતું ગયું. સૌના મનમાં હવે એમ નક્કી થયું કે મુકુંદદાસનું ચસકી જ ગયું છે તે ઠેકાણે આવવા સંભવ નથી. આટલી ખાતરી થતાં જ સ્વાર્થની સંસારી પ્રીતિનો રંગ ઝાંખો પડયો; અને સ્રી તથા માતાપિતા તેમનાથી છુટા થવા ઈચ્છયાં. સંસારી સંબંધીઓનું મમત્વ ઘટી જવાથી મુકુંદદાસજીને જણાયું કે હવે મારા ઉપરનો મોહ ઉતર્યો છે, એટલે તેમણે તે જ સ્થિતિમાં ગૃહનો ત્યાગ કર્યો અને સંબંધીઓએ ઉપાધિથી છુટયાનો સંતોષ માન્યો. આ રીતે જીવનયજ્ઞમાં દેહનાં સંબંધીઓ તથા પોતાના સાંસારિક સર્વસ્વના ત્યાગની પ્રથમ આહુતિ મુકુંદદાસજીએ આપી !

નિષ્કામસિદ્ધિ પ્રાપ્ત કરવાની તીવ્ર ઉત્કંઠા

પોતે મુક્ત કોટિના હતા તેથી તથા સાધ્વી રતનબાઇનો પુનિત પશ્ચાત્તાપ તથા મૂળદાસજીનું વિશુદ્ધ ચારિત્ર એમની સંયુકત છાપ ગર્ભમાંથી જ રાધાબાઈ ઉપર પડેલી, તેમનો વારસો ઉતરવાથી પણ નિષ્કામધર્મ સિદ્ધ કરવાની તેમની લાંબા કાળની ઇચ્છા હતી; તે હવે પૂર્ણ સ્વરૂપમાં જાગ્રત થઈ. તે માટે કોઈ સદ્‌ગુરુની શોધ કરવા લાગ્યા. કોઇએ તેમને ધ્રાંગધ્રામાં રહેતા દ્વારકાદાસ નામે પ્રખ્યાત વૈરાગીનું નામ આપ્યું. તુર્ત મુકુંદદાસજી ત્યાં ગયા. તે વૈરાગી પાસે કેટલાક માસ શિષ્યભાવે રહી, સાચી સેવા કરી તેમની ખૂબ પ્રીતિ મેળવી. તેમની પ્રસન્નતા જોઈ એક સમયે વૈરાગી આગળ મુકુંદદાસજીએ પોતાની નિષ્કામસિદ્ધિની ઇચ્છા જણાવી અનુગ્રહ કરવા વિનંતિ કરી. આવો સુપાત્ર શિષ્ય જોઈ દ્વારકાદાસજીએ નિખાલસપણે દીલ ખોલી કહી દીધું, કે ભાઇ હું તને શું બતાવું ? એ બાબતમાં હું જ સંપૂર્ણ નથી; માટે તું વાંકાનેર ગામે કલ્યાણદાસજી વૈરાગી પાસે જા. ત્યાં તારી ઇચ્છા સરશે. બસ, મુકુંદદાસજી તુર્ત ચાલી નીકળ્યા અને વાંકાનેર ગયા. ત્યાં પણ અતિ દીન પણે ખૂબ સેવા કરી કલ્યાણદાસજીને પ્રસન્ન કર્યા. લોકોમાં કલ્યાણદાસજી નિષ્કામી હોવાની આ સમયે ઘણી ખ્યાતિ પ્રસરી હતી; તેમના શિષ્યો તેમને મહાત્મા તરીકે ઓળખાવતા હતા; તેમનું શરીર સુંદર, પુષ્ટ અને કાંતિમાન હતું; તેઓ પિત્તળની કોપીન કરાવી તેને તાળું દેતા. એ સિવાય વૈરાગીની રીતનો ઠાઠમાઠ ખૂબ હતો. આ બાહ્યાચારથી આશાવંત થઈ, પોતાના ઉપર

પ્રસન્ન થએલા વૈરાગી કલ્યાણદાસજી પાસે મુકુંદદાસે નિષ્કામી વર્તમાન દૃઢ કરાવવાની યાચના કરી.

નિષ્કામસિદ્ધિ માટે કલ્યાણદાસજીનો અભિપ્રાય

વૈરાગી કલ્યાણદાસ, મુકુંદદાસની સેવા તથા સુપાત્રતાથી બહુ પ્રસન્ન થયો હતો; તેથી તેમણે એકાંતમાં બોલાવી પોતાનું દિલ ખોલ્યું. પોતે ૪૦ વર્ષ ઉપર કાશીની યાત્રા કરી આવતો હતો; વચ્ચે ઉજ્જન નગર આવેલું; ત્યાંથી માર્ગ પૂછતાં એક સ્ત્રીએ લાંબો હાથ કરી માર્ગની દિશા દેખાડેલી; એ સ્ત્રીના હાથનું લટકું હજુ પણ વીસર્યું નથી! આવી પોતાના ચિત્તની સ્થિતિ બતાવીને અપૂર્ણતા જાહેર કરી. તેણે વિશેષમાં કહ્યું કે મુકુંદદાસજી! એ વસ્તુ તો મોટા યોગીઓને પણ દુર્લભ છે. તમે ઇચ્છો છો તેવું તો ભગવાન કે ભગવાનની કૃપા પામેલા મુક્ત પુરુષો મળે તો જ પ્રાપ્ત થાય. છતાં તમે સરધાર ગામે જાઓ, ત્યાં તુલસીદાસજી નામે સાધુ પવિત્ર સંભળાય છે, કદાચ તમારી ધારણા ત્યાં સફળ થશે.

રામાનંદ સ્વામીનો મેળાપ અને આકર્ષણ

મુકુંદદાસજી ત્યાંથી ચાલી સરધાર આવ્યા, તુલસીદાસજીને મળ્યા અને તેમની પવિત્રતા જોઇ ત્યાં રહ્યા. મુકુંદદાસજીનાં રૂપ, ગુણથી તુલસીદાસનું ચિત્ત મુગ્ધ થયું; તેથી તેમને પોતાની પાસે સ્નેહથી રોકી પોતાની જગ્યાના મહંત બનાવ્યા. આ સમયે ઉદ્ધવાવતાર સ્વામીશ્રી રામાનંદજી પણ પ્રદેશમાં ફરતા કેટલેક દિવસ ત્યાં આવી પહોંચ્યા. તેમના તરફથી સદાવ્રત આપવા સરધારમાં કેટલાક સાધુ

સ્થાન કરીને પણ રહેતા હતા. તેમના તરફ મુકુંદદાસજીનો સદ્‌ભાવ થવા માંડયો હતો. તેવામાં સ્વામીશ્રી રામાનંદજીનાં દર્શન તથા ઉપદેશનું શ્રવણ થતાં તેમના તરફ મુકુંદદાસજીનું અલૌકિક ખેંચાણ થયું ! શુદ્ધ સાધુતા અને પ્રભુત્વ તેમને ત્યાં જ જણાયાં. આ બાબતની જાણ તુલસીદાસને થઇ એટલે મતમતાંતરના દ્વેષને લીધે તેમણે મુકુંદદાસજી ઉપર અંકુશ રાખવા માંડયો. તેમ તેમ મુકુંદદાસજીની ઈચ્છા રામાનંદ સ્વામી પાસે રહેવા માટે તીવ્ર થવા લાગી, અને તે માટે રામાનંદ સ્વામીને તેમણે વિનંતિ પણ કરી; પરંતુ રામાનંદ સ્વામીએ કહ્યું કે તુલસીદાસને દુઃખ લાગશે, વળી તેઓ દ્વેષે ભરાય છે; માટે તમારે અમારી પાસે પણ આવવું નહિ. તમારા ગુરુશિષ્યના કલેશની ઉપાધિ અમને ન પાલવે. આથી મુકુંદદાસજીને બહુ આઘાત થયો. પણ જેમણે જીવનનો યજ્ઞ આરંભ્યો તે કેમ અટકે? રામાનંદ સ્વામી જેવા સદ્‌ગુરુની અમૃત

ઉત્કટ ધર્મ-જીજ્ઞાસા

સમાન વાણી તે કેમ છોડી શકે? ઘરની પાછળના સાંકડા વાડામાં (નવેળીમાં) બેસીને રાત્રે વરસતા વરસાદની છાપરાં પરથી પડતી ધારાઓ શિર પર સહન કરીને તેમણે રામાનંદ સ્વામીનો ઉપદેશ સાંભળવા માંડયો. ! ! એક દિવસ ચોકીદારે ત્યાંથી ચોર જાણી તેમને પકડયા. ! પૂછપરછ કરતાં મુકુંદદાસજીની ઉત્કટ ધર્મજીજ્ઞાસા લોકોમાં જાહેર થઈ. આથી તો તુલસીદાસે રામાનંદ સ્વામી તરફ અધિક દ્વેષ આદર્યો. રામાનંદ સ્વામી આ ઉપાધિથી દૂર થવા બીજે ગામ ઉપડી ગયા. જ્યારે મુકુંદદાસજીએ રામાનંદ સ્વામી ગયા

એમ જાણ્યું ત્યારે તેમને અતિશય અંતર્વ્યથા થઇ. પોતાના પ્રત્યેની તુલસીદાસની કેવળ સ્વાર્થબુદ્ધિ જોઈ લીધી; અને તેમાંથી મુકત થવાનો ઉપાય શોધવા લાગ્યા. તુલસીદાસ લોભી હતો એ મુકુંદદાસજી જાણતા હતા. તેથી તેણે જગ્યાના સદાવ્રતમાં અપાતું સીધું આપવા યોગ્ય દરેકને ઉદારતાથી દેવા માંડયું. એ તુલસીદાસને તુર્ત જ અરુચિકર થઇ પડ્યું. તેણે મુકુંદદાસને સદાવ્રત સંકોચથી આપવા સૂચવ્યું; છતાં મુકુંદદાસે તો પરોપકાર અર્થે ઘટે તેમ આપવું ચાલુ જ રાખ્યું. તુલસીદાસ એ સહન ન કરી શક્યો અને મુકુંદદાસજીને રજા આપી.

મુકુંદદાસને તો જોઈતું જ હતું. તેણે તુલસીદાસ પાસેથી લેખી રજા લખાવી લીધી અને છુટા થયા. મુકુંદદાસજીનો હેતુ સર્યો કે તુર્ત ત્યાંથી ચાલી તેઓ રામાનંદ સ્વામીને મળ્યા. સ્વામીને દંડવત્ પ્રણામ કરી શિષ્ય કરવા પ્રાર્થના કરી. પણ શિષ્યત્વ સહેલું ન હતું. તેમની પાત્રતાની પરીક્ષા માટે રામાનંદ સ્વામીએ આજ્ઞા કરી કે જો શિષ્ય થવાનો ખપ હોય તો અમારા ભક્ત મૂળુભાઈ છે તેમનું હળ હાંકવા રહો. સંસાર ઉપર અત્યંત અરુચિ કરાવનાર તીવ્ર વૈરાગ્ય અંતરમાં વરતતો હતો, છતાં જેમણે સદ્ગુરુકૃપાનો પરમ લાભ જાણ્યો હતો તે કેમ ડગે ? મુકુંદદાસજીએ સ્વામીની આજ્ઞા હર્ષપૂર્વક શિરસાવંદ્ય કરી ખેડુતનાં જાડાં વસ્ત્રો પહેર્યાં અને હળ લઇને ચાલ્યા ! ચહેરા ઉપર ગ્લાનિની શ્યામતાને બદલે આનંદની

રામાનંદ સ્વામીને શરણે

કસોટી

સુરખી ઝળકી રહી હતી! રામાનંદ સ્વામીએ જોયું કે મુકુંદદાસજીમાં સાચું દાસત્વ છે, એટલે તેમને પોતાની પાસે રાખ્યા અને બંધીયા ગામે વૈષ્ણવી દીક્ષા આપી મુક્તાનંદજી નામ ધારણ કરાવ્યું. ગુરુકૃપાથી મુક્તાનંદ સ્વામીએ લાંબા કાલથી ઇચ્છેલી નિષ્કામસિદ્ધિ ઉપરાંત પરમ સાધુતા પ્રાપ્ત કરી. તેમનો પ્રતાપ પ્રતિદિન વધતો થયો અને પોતે અનેક મુમુક્ષોઓને નિષ્કામી કર્યા. હવે રામાનંદ સ્વામીના સાધુઓમાં મહંત તરીકે રહી ગુરુ દ્વારા ભગવાનની ભક્તિ કરતા તેમની જ આગાહીથી પ્રગટ પ્રભુ મળવાની રાહ જોવા લાગ્યા.

**દીક્ષા અને ઇચ્છિત પ્રાપ્તિ**

સંવત ૧૮૫૬ના શ્રાવણ વદની છઠ્ઠનું પ્રભાત એ સોરઠ પ્રાંતના લોજ ગામનું અપ્રતિમ પ્રભાત હતું. આજે ત્યાં એક અલૌકિક સૂર્ય ઉદય થવાનો હતો. માયિક અંધારાં ભેદાઇને ત્યાં દિવ્ય નૂર ઝળકવાનાં હતાં. મુક્તાનંદ સ્વામીના ગુરુ-પણા નીચે પચાસ સાચા સાધુઓ રામાનંદ સ્વામીની આજ્ઞાથી ત્યાં સ્થિતિ કરીને રહ્યા હતા. આ સમયે સ્વામીશ્રી રામાનંદજી ભૂજમાં વિરાજતા હતા. સર્વ સાધુમંડળ નિત્યકર્માદિક પ્રવૃત્તિમાં હતા તેવામાં તેમાંના જ એક સાધુ નામે સુખાનંદજી, એક અઢાર વર્ષના તપસ્વી નીલકંઠ નામે બ્રહ્મચારીને પોતાની સાથે આ સ્થાનમાં તેડી લાવ્યા.

**નીલકંઠ બ્રહ્મચારીનું આગમન**

બ્રહ્મચારીનો તપસ્વી વેશ તથા અતિ આકર્ષક, તેજસ્વી મૂર્તિ જોઈ સર્વ સાધુઓનાં ચિત્ત તેમાં ખેંચાયાં મુક્તાનંદ સ્વામીએ આદરપૂર્વક આસન આપી બેસાડયા. પરસ્પરની પ્રાથમિક વાતચીત થઈ

**પ્રભુતા અને સાધુતાનો અદ્‌ભુત યોગ**

રહ્યા બાદ સાધુઓનો સિદ્ધાંત જાણવા નીલકંઠ બ્રહ્મચારીએ જીવ, ઇશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મ સંબંધી પ્રશ્નો પૂછયા. મુકતાનંદજીએ નિરભિમાનપણે તેમનાં સ્વરૂપો સરળતાથી કર્યાં. બ્રહ્મચારીએ તે સંતોષપૂર્વક સાંભળ્યાં અને સાધુઓની સાધુતા તથા સુંદર સમજણ જોઈ તેમના વિનયપૂર્વક આગ્રહથી તેઓ ત્યાં સ્થિર થયા. દિન પ્રતિદિન બ્રહ્મચારીના સમાગમમાં સાધુઓ અધિક અધિક આનંદ સાથે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા લાગ્યા. સર્વને સ્વાભાવિકપણે જ બ્રહ્મચારી પ્રત્યે ગુરુભાવ બધાવા લાગ્યો; છતાં બ્રહ્મચારી પોતે જ શિષ્યભાવ રાખતા. મુક્તાનંદજી મહંત તરીકે હતા તોપણ બ્રહ્મચારીની સૂચનાઓ નમ્રતાથી સ્વીકારવા લાગ્યા. ભગવત્કથાદિક પ્રસંગોમાં સ્ત્રી વર્ગની સભા જુદી રાખવાની ઈચ્છા જોઈ તેમણે તે સ્વીકારી. અને પરંપરાથી ચાલી આવતી રૂઢ પ્રણાલિકાને પણ સમજપૂર્વક તજી દીધી. એથી સ્વામી રામાનંદજીનાં કેટલાંક અનુયાયી જનો જુની રૂઢિને વળગી રહેવાનું માન–મમત્વ રાખીને છુટાં પડયાં હતાં. પરંતુ તેમની ઉપાધિ સહી લઇને સંપ્રદાયની વિશુદ્ધિ માટે મુક્તાનંદ સ્વામીએ સાચો માર્ગ સ્વીકાર્યો. એ પ્રમાણે અનેક રીતે નીલકંઠ બ્રહ્મચારીને અનુસરી મુક્તાનંદ સ્વામીએ પોતાના મહંત જેવા પદ ઉપરથી માન અને મમત્વના ત્યાગ રૂપ અતિ દુષ્કર આહૂતિ જીવનયજ્ઞમાં આપી. તેમજ તેઓ બંને વચ્ચે એટલો ગાઢ સ્નેહ બંધાયો કે તેમણે એવો પણ સંકલ્પ કરી રાખ્યો, કે રામાનંદ સ્વામી રજા આપે તો આપણે બંનેએ વનમાં જઇને ઉગ્ર તપશ્ચર્યા કરવી.

બ્રહ્મચારીને દીક્ષા અને આચાર્યપદ

થોડા જ સમયમાં સ્વામીશ્રી રામાનંદજી સાથે બ્રહ્મચારી નીલકંઠજીનો મેળાપ થયો. તે સમયથી જ રામાનંદ સ્વામીએ શિષ્યવર્ગને સૂચના કરવા માંડી, કે જેમની આપણે રાહ જોઇ રહ્યા હતા તે આવી પહોંચ્યા છે. ત્યારબાદ તેઓશ્રીએ એક વર્ષમાં તો બ્રહ્મચારીને દીક્ષા આપી સહજાનંદજી નામ ધરાવ્યું, તથા પોતાનું આચાર્યપદ પણ તેમને જ સોંપ્યું. મુક્તાનંદજી જેવા સાધુતાનાં સર્વ લક્ષણે યુકત, જુના અને ઉમરમાં પ્રૌઢ, મહંત બનાવેલા શિષ્યને મૂકી નવા અને નાની ઉમરના શિષ્ય સહજાનંદ સ્વામીને આચાર્યપદે સ્થાપ્યા, તે ઘણા શિષ્યોને ઠીક ન લાગ્યું. વળી જે મુકતાનંદજીના સમકાલીન અને ગાદીની પણ ઇચ્છાવાળા હતા તેને ઇર્ષ્યા, મત્સર અને અસૂયાએ ઘેરી લીધા; તેવાઓનો અગ્રેસર રઘુનાથદાસ દ્વેષભાવે કેટલાકને લઇને છુટો પણ પડયો. આટલું થયા છતાં જે રામાનંદ સ્વામીની ગાદીએ આવી શકે તેવા હતા તે મુક્તાનંદ સ્વામી તો સહજાનંદ સ્વામીની યોગ્યતા માટે પ્રસન્ન થયા. પોતાના કરતાં તેમની પાત્રતા ઘણી વિશેષ છે એ વ્યાજબી વિચારને તેમણે સત્યને ખાતર જવા ન દીધો. આ રીતે ઇર્ષ્યા, મત્સર, અસૂયાદિક દોષોની મહાન્ આહુતિ મુક્તાનંદ સ્વામીએ મહંતપદ ઉપરથી આપી જીવનયજ્ઞ ચાલુ રાખ્યો.

સંશય નિવૃત્તિ

આચાર્યપદ ઉપર આવ્યા પછી સહજાનંદ સ્વામીનો પ્રતાપ સમાધિ વગેરે દ્વારા અવિછિન્ન વધતો જતો હતો; તેથી જુના તેમજ નવા ઘણા

શિષ્યો તેમને પ્રભુ માની ભજન સ્મરણ કરતા થયા. દેશાવરમાં ફરતાં આ વાત જ્યારે મુક્તાનંદ સ્વામીએ સાંભળી ત્યારે તેનું ચિત્ત ભ્રાંતિમાં પડયું અને શંકાઓ દીલમાં સાલવા માંડી. પોતાની મોટાઇ આટલી બધી નાહક વધારી દે છે એમ તેને લાગ્યું. માટે રૂબરૂ જઈ મારે ઠપકો આપવો જોઇએ, એમ ધારી ફરતા ફરતા જે ગામે સહજાનંદ સ્વામી હતા ત્યાં તેઓ આવ્યા; અને સમાધિની વાતમાં પોતાની અશ્રદ્ધા નિખાલસપણે રૂબરૂમાં જાહેર કરી, તેના સમર્થનમાં જણાવ્યું કે સમાધિ તો મહાન્ યોગીઓને પણ દુર્લભ વસ્તુ છે; ગમે તેને થઈ જ ન શકે માટે એવી ખોટી વાત ચલાવવી ન જોઈએ. આ વાત જે સભામાં મુક્તાનંદ સ્વામી કરતા હતા ત્યાં જ તેમના શિષ્ય એક સાધુ બેઠા હતા, તેને જ સહજાનંદ સ્વામીની ઇચ્છાથી તુર્ત સમાધિ થઈ. સહજાનંદ સ્વામીએ બીજો કશો પ્રત્યુત્તર આપતા પહેલાં મુક્તાનંદ સ્વામીને વિનયપૂર્વક કહ્યું, સ્વામીજી એ સાધુને સમાધિ થઇ છે, તેમનાં નાડી પ્રાણ આપ તપાસો. મુકતાનંદજીએ સ્તબ્ધ થઇ જઇ નાડી પ્રાણ તપાસ્યાં પણ ખરાં, તો સમાધિનાં લક્ષણો જણાયાં. થોડી વારે તે સાધુએ જાગ્રત થઇ સમાધિની સ્થિતિ વર્ણવી બતાવી કહ્યું, કે સહજાનંદ સ્વામીની સેવામાં મેં રામાનંદ સ્વામીને જોયા અને તેમણે સંદેશો આપ્યો છે, કે સહજાનંદ સ્વામી પ્રભુ છે; મુક્તાનંદજીને કહેજો કે શંકા કેમ રાખો છો ? આ અદ્‌ભુત ઘટનાનો અસ્વીકાર કેમ થાય ? તે સાથે પ્રભુ માનવા જેટલું અંતર પણ નિઃસંશય થાય નહિ. આવી સ્થિતિમાં મુક્તાનંદજી ખૂબ મુંઝાયા. ગુંચવાયેલા અંતઃકરણે, ઉદાસ થતા અને અકળાતા સૌ સાથે સ્નાન

કરવા ગયા. ત્યાં શૌચક્રિયા માટે જંગલમાં ખાખરાનાં ઘાટાં વૃક્ષો વચ્ચે ગમગીન ચહેરે વિચારનિમગ્ન ચાલ્યા જતા હતા; તેવામાં અચાનક તેમની દૃષ્ટિ આગળ એક મહાતેજના સમૂહમાં સુંદર મૂર્તિ જણાઈ. દૃષ્ટિ માંડીને જોયું તો પોતાના સદ્‌ગુરુ શ્રી રામાનંદ સ્વામી! અહા! તેમના હર્ષની સીમા ન રહી. દોડીને તેમના ચરણમાં લોટી પડયા. કંઠ પ્રેમમાં ગદ્‌ગદ્ થઇ ગયો. રામાનંદ સ્વામી બોલ્યા, મુક્તાનંદજી હું તમને કહેતો કે અમે ડુગડુગી બજાવનાર છીએ પણ ખેલાડી તો પાછળ આવે છે તે શું વીસરી ગયા ? હવે તો તે આવી પહોંચ્યા છે, તમારો સંશય કેમ ટળતો નથી ? એ સહજાનંદ સ્વામી સ્વયં ભગવાન છે. હું તો તેમનો સેવક છું. માટે તેમનો દૃઢ આશ્રય કરો અને સંશય માત્ર તજી દો. આટલું કહી રામાનંદ સ્વામી અદૃશ્ય થયા.

મુક્તાનંદ સ્વામીનું અંતઃકરણ હવે છેક નિઃસંશય થયું. પાળની પછવાડે ભરાયેલું પાણી પાળ તૂટતાં જેમ સામટું ધસી આવે, તેમ સહજાનંદ સ્વામી પ્રત્યેનો મુક્તા-નંદ સ્વામીનો પ્રેમ સંશયની પાળ તૂટતાં એક સામટો ઉલટયો; અને મહિમાપૂર્વક અતિશય પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. તેમણે જંગલમાં ભમી, ફુલ વીણી હાર તૈયાર કર્યો, અને હર્ષભેર પ્રસન્ન વદને પાછા વળ્યા. સ્નાનની જગ્યાએ આવી અતિ આદરપૂર્વક સહજાનંદ સ્વામીના ચરણારવિંદમાં લોટી પડયા! પછી પોતે ગુંથેલો હાર પહે-રાવી, દીનતાપૂર્વક અપરાધની ક્ષમા યાચી. સહજાનંદ સ્વામી ભગવાને તેમનું પ્રેમપૂર્વક આદરભર્યું સાંત્વન

કર્યું. આ રીતે નિશ્ચય વડે યજ્ઞના મહાન વિઘ્નરૂપ સંશયની આહૂતિ આપી, મુક્તાનંદ સ્વામી જીવનયજ્ઞની ભવ્યતા વધારી ભગવાન સહજાનંદ સ્વામીના અનન્ય શિષ્ય થઈ રહ્યા.

'સત્સંગની મા'

હવે તેમણે જ્ઞાન–વાર્તા તથા સહજાનંદ સ્વામીના અપાર મહિમામાં પોતાની પ્રવૃત્તિ વેગપૂર્વક વધારી. હિમાલયમાંથી ગંગાનો પ્રવાહ છૂટે તેમ તેમની અમૃત સમાન વાણીના નિર્મળ ધોધમાં સર્વ કોઈ ન્હાવા લાગ્યાં. ભગવાન સહજાનંદ સ્વામીએ પણ પોતાના શિષ્યવર્ગને આજ્ઞા કરી કે વર્ષમાં એક માસ તો મુક્તાનંદ સ્વામીનો સમાગમ જરૂર કરવો. પ્રભુના પ્રતાપે મુક્તાનંદ સ્વામીના વચનથી લોકોને સમાધિ થવા લાગી. વય, જ્ઞાન, સાધુતા વગેરેમાં શ્રેષ્ઠ આ રામાનંદ સ્વામીના પુરાતન શિષ્ય મુક્તાનંદ સ્વામીને ભગવાન સ્વામિનારાયણે પણ સાધુના અગ્રેસર તરીકે સ્થાપ્યા, એટલું જ નહિ પણ સત્સંગની ઉત્કૃષ્ટતાને માટે સ્વામીને એટલો આગ્રહ તેમજ સત્સંગી માત્ર ઉપર એટલો પ્રેમ હતો કે મહારાજ સ્વામીને 'સત્સંગની મા' કહેતા. મહારાજે ધરાવેલાં આકરાં વર્તમાન (નિયમ) સહન ન કરી શકે તેવાને સમય વિચારીને પોતાની જવાબદારી ઉપર નીભાવી લેતા. પરંતુ એથી મહારાજ ઉલટા સ્વામી ઉપર બહુ પ્રસન્ન થતા; કેમકે સ્વામીનો દયાળુ સ્વભાવ અને કલ્યાણકારક હેતુ મહારાજને અતિ પ્રિય થઇ પડતા.

એક વખત મુક્તાનંદ સ્વામી પચાસેક સાધુઓનું મંડળ લઇને મારવાડ તરફ ગયા. સાથે ભાઇ આત્માનંદ

સ્વામી પણ હતા. તે સમયમાં મહારાજે સર્વ પરમહંસોને ખટરસનાં વર્તમાન (ગળ્યું, ચીકણું બીલકુલ ન ખાવું અને બીજા રસનાં ભોજન જે મળે તે એકત્ર કરી, તેમાં પાણી નાખી એ મિશ્રણનો ગોળો કરીને ખાવો) આપેલાં હતાં. સંપ્રદાયની શરૂઆત હતી એટલે ઠેકઠેકાણે સત્કારને બદલે બહુધા સાધુઓનો અનાદર થતો હતો, તથા પ્રહાર પણ ખમવો પડતો. એવા સમયમાં ભિક્ષા મળવી ઘણી દુર્લભ થઇ પડતી હતી. તેમાં પણ મારવાડ જેવો પ્રદેશ હોવાથી સ્વામીને પોતાના મંડળ સહિત ભિક્ષા મળવાને અભાવે ત્રણ દિવસના ઉપવાસ થયા, તોપણ સહુ સાધુઓ શાંતિથી ભગવાનનું ભજન કર્યા કરતા હતા. ચોથે દિવસે જ્યાં સાધુઓનો ઉતારો હતો ત્યાં એક બ્રાહ્મણ આવી ચડ્યો. તેણે સાધુઓનાં વર્તન અને ધ્યાનપરાયણતા જોયાં તેથી કેટલીક પૂછગાછ કરી, એટલે સ્વામીએ તેને ભગવાન સંબંધી કેટલીક વાત કરી. આથી બ્રાહ્મણના અંતરમાં ગુણભાવ આવ્યો કે સાધુ સુપાત્ર છે. પછી તેણે પોતાને ઘેર ભોજન કરવા આવવા વિનંતિ કરી. ત્યારે સ્વામીએ કહ્યું અમે આવીએ તો ખરા, પણ અમારા ગુરુએ ખટરસનાં વર્તમાન (નિયમ) આપેલાં છે, માટે જો એકલી ખીચડી જ કરો તો આવીએ; વળી ખીચડીમાં ઘી પણ નાખવું નહિ એ રીતે કરો તો જ આવવાનું બને. બ્રહ્મણે તો આવી પરમ સાધુતાથી આશ્ચર્ય પામી તે પ્રમાણે કબુલ કરીને પણ જમાડવાનું નક્કી કર્યું, અને ઘેર જઇને ખીચડી તઇયાર કરાવી. સાધુઓ જમવા પણ ગયા. બ્રાહ્મણે એક વાસણમાં વિષ્ણુને નૈવેદ્ય ધરાવવા

ખીચડી કાઢી તેમાં થોડુંએક ઘી નાખ્યું, અને પછી તે દેવના પ્રસાદની ખીચડી બધી ખીચડીમાં મેળવી દીધી. સાધુઓની પંક્તિ થઇ અને પીરસાયું ત્યારે ભાઇ આત્માનંદ સ્વામી જે ‘વચનની મૂર્તિ’ કહેવાતા અને શ્રીજી મહારાજનું એકેય વચન સહેજ પણ ઉલ્લંઘાય નહિ એવી ટેક રાખતા એમણે બ્રાહ્મણને પૂછ્યું, કે આ ખીચડીમાં ઘી તો નાખ્યું નથી ને ? બ્રાહ્મણ કહે મહારાજ, ખીચડીમાં તમારે માટે ઘી નથી નાખ્યું, પણ દેવના પ્રસાદની ખીચડી અંદર નાખી છે તેમાં છાંટો ઘી નાખેલું. ખાસ તમારે નિમિત્તે તો મુદ્દલ નાખ્યું નથી. આ સાંભળતાં જ ભાઇ આત્માનંદ સ્વામી ઉભા થઇ ગયા અને બોલ્યા, કે આ ખીચડી મારે તો નહિ ખપે ! માટે હું તો જમીશ નહિ. બ્રાહ્મણ એ સાંભળીને ખિન્ન થઇ ગયો ! મુક્તાનંદ સ્વામીએ જોયું કે એક તરફ બધા સાધુઓને ત્રણ દિવસના કડાકાને અંતે ભોજન મળ્યું છે; અને બીજું એ કે ઘણા ભાવપૂર્વક, જેમ કહ્યું તેમ વર્તીને ભાવિક બ્રાહ્મણે રસોઇ કરીને એ બધાને જમવા બેસાડ્યા છે; આવા સમયમાં આત્માનંદ સ્વામીએ વાંધો ઉઠાવ્યો છે તે ઠીક નથી. જો કે આજ્ઞા પાળવાની રીતે તો એ બરાબર છે, કેમકે ખીચડીમાં ઘીનો કિંચિત્ પણ અંશ તો મળ્યો છે ખરો જ; અને તે નિયમવાળાથી તો ન ખવાય, પરંતુ સમયનો અને સ્થળનો વિચાર કરતાં મુક્તાનંદ સ્વામીને જમાડનાર બ્રાહ્મણની અને જમનાર સાધુઓની બહુ દયા આવી. સ્વામીએ વિચાર્યું કે આત્માનંદ સ્વામીની પેઠે જ મારે તથા સર્વ સાધુઓને નિયમ છે, પરંતુ જો હું પણ ઉઠી જઇશ તો સર્વ સાધુઓ જે ત્રણ

દિવસના ભુખ્યા છે તેને ચોથો ઉપવાસ થશે, અને આ ભાવિક અને શ્રદ્ધાવાન બ્રાહ્મણની રસોઇ બગડશે, એટલુંજ નહિ પણ તેને ઉલટો આવા સાધુનો અંતરમાં અવગુણ આવશે તો તેના જીવનું સારૂં નહિ થાય. વળી ઘી કંઇ સાધુને જમાડવા માટે નાખ્યું નથી, પણ દેવનૈવેદ્યમાં નાખેલું તેના પ્રસાદ નિમિત્તે સમગ્ર ભોજનમાં ભળ્યું છે, માટે ગમે તેમ પણ આ વખતે તો અહીં થયેલી પંક્તિમાંથી ઉઠી જવું તે ઠીક નથી. છતાં નિયમભંગનો દોષ આવશે તો શ્રીજી મહારાજ પાસે ક્ષમા માગી પ્રાયશ્ચિત્ત માગી લઇશ, પણ આ બ્રાહ્મણ તથા સાધુ બન્નેનો દ્રોહ કરવા જેવું તો ન થાય એ જ ઇષ્ટ છે.

ઉપર પ્રમાણે બધી હકીકત સ્વામીએ આત્માનંદ સ્વામીને સમજાવી, પણ તે તો સૈનિકની પેઠે માત્ર હુકમ (આજ્ઞા)નો આકરો અમલ કરનારા એટલે જમવા બેઠા નહિ. ત્યારે તેને મુકીને પણ મુકતાનંદ સ્વામીએ સાધુઓને કહ્યું કે સંતો! તમે ખુશીથી જમો, હું તમારી સાથે જમું છું અને તેનો જે કંઈ દોષ થશે તે હું મારે શિર લઉ છું. આમ આજ્ઞા કરવાથી સંતો સહુ જમ્યા. તેથી બ્રાહ્મણ સહિત સૌ સંતોષ પામ્યા.

જ્યારે આ બધું મંડળ લઇને સ્વામી પાછા મહારાજ પાસે આવ્યા ત્યારે તેમણે પોતાનાથી થયેલા આજ્ઞાલોપ માટે નમ્રતાથી ક્ષમા માગી, અને આત્માનંદ સ્વામીની આજ્ઞાપાલનની ટેકની પ્રશંસા કરી. પરંતુ મહારાજે તો મુક્તાનંદ સ્વામીના વર્તનને પસંદ કરી તેમની ખૂબ પ્રશંસા

કરી અને આત્માનંદ સ્વામીને ઠપકો આપ્યો અને કહ્યું, કે મારા સાધુની અને સત્સંગીની આવી સૂક્ષ્મ દૃષ્ટિથી માવજત રાખે છે માટે મુકતાનંદ સ્વામી તો 'સત્સંગની મા' છે અને તેમણે જે કર્યું તેમાં હું બહુ રાજી છું.

એ રીતે મુકતાનંદ સ્વામી સત્સંગની કાળજી બહુ જ રાખતા. વળી તેમણે મહારાજની આજ્ઞાથી વરતાલ વગેરે ઘણાં સ્થળોમાં સત્સંગ કરાવ્યો, તેમના મધુર ઉપદેશથી અનેક જનો આશ્રિત થયાં અને સંપ્રદાયનો વિસ્તાર વધ્યો.

**વડોદરાની સભા**

વડોદરાના મહારાજા શ્રીમંત સયાજીરાવ બીજા પાસે જઈ કેટલાક ઈર્ષ્યાખોર લોકોએ સ્વામિનારાયણના આ ઉદ્ધવી સંપ્રદાયને તોડી પાડવા યુક્તિ રચી. વેદાંતાચાર્ય તથા મોટા શાસ્ત્રીઓને તેડાવી તેમની સાથે શાસ્ત્રાર્થથી સંપ્રદાય શાસ્ત્રસંમત ઠરાવી જાય, નહિ તો તેમને વડોદરા રાજ્યમાં પેસવા ન દેવા એમ ઠરાવ્યું; આ ઠરાવના ઉદ્દેશ વાળી એક આમંત્રણ પત્રિકા ભગવાન સ્વામિનારાયણ ઉપર આવી. તેથી તેઓ શ્રીએ મુકતાનંદ સ્વામીને વડોદરાની સભામાં જવા આજ્ઞા કરી; ત્યારે તેમણે વિનંતિ કરી કે મહારાજ! વિદ્વાનોની હરિફાઈમાં ઉતરવામાં સંસ્કૃત વિદ્યાનો ખપ પડશે તે હું ઉત્તમ રીતે જાણતો નથી. પ્રભુએ કહ્યું તમે ખુશીથી જાઓ, તમારામાં રહીને હું બોલનાર છું. આ આજ્ઞા અને શ્રદ્ધાના બળથી મુકતાનંદ સ્વામી વડોદરા સરકારની સભામાં યોગ્ય વખતે હાજર થયા. રાજ્યલક્ષ્મીના પૂર ભપકા વચ્ચે ધુરંધર પણ દુનિયાની દુગ્ધામાં દબાયેલા પંડિતોથી પૂરાયેલી મહાસભા

વચ્ચે આ પરમ સાધુતાની મૂર્તિ જેવા મુક્તાનંદ સ્વામી અનેરા ઓપી રહ્યા. જાણે કે દુનિયાનાં કાબરચીતરાં પીછાં-વાળાં પંખીઓ વચ્ચે ઉતરી આવેલો માનસ સરનો રાજ હંસ ! વિદ્વાનોએ રાગદ્વેષથી પ્રેરાઈને ઘણાં અટપટાં પ્રશ્નો પૂછવાનું ધારી રાખ્યું હતું, પરંતુ પરમ ભાગવત ધર્મના પ્રતિનિધિ જેવા મુક્તાનંદ સ્વામીની અલૌકિક પ્રતિભામાં તેઓ દબાયા. તેમના સંકલ્પો શિથિલ થઈ જવા લાગ્યા; પ્રશ્ન પૂછવાનો સમય ઉપસ્થિત થતાં એક બીજાને આગળ કરતાં કરતાં કેટલાક સાધારણ પ્રશ્ન રજુ થયા. તેના ઉત્તર મુક્તાનંદ સ્વામીએ અંતઃકરણમાં ભગવાન સ્વામિનારાયણનું સ્મરણ કરીને આપ્યા. તે એટલા સ્પષ્ટ, એટલા સરળ અને યથાયોગ્ય રીતે પોતાની મધુર વાણીમાં હતા કે વિદ્વાનોનાં મુખ બંધ થયાં અને સભામાં વિજય જાહેર થયો !

**સત્સંગની સેવા**

ભગવાન સ્વામિનારાયણે મુક્તાનંદ સ્વામીને એક આજ્ઞા કરેલી કે તમારે જીવિત પર્યંત સંપ્રદાય માટે ગ્રંથ લખ્યા કરવા. આ આજ્ઞા તેમણે ક્ષય જેવા ભયંકર વ્યાધિમાં પણ મૃત્યુના છેલ્લા અવસર સુધી દૃઢતાપૂર્વક પાળી હતી. તેમણે સંસ્કૃતમાં સાત ગ્રંથો તથા પ્રાકૃતમાં કીર્તનસંગ્રહ સહિત ત્રેવીશ ગ્રંથો લખ્યા છે. (જેની ટીપ પાછળ આપી છે) તેમની વાણીમાં અને લેખનશૈલીમાં અજબ પ્રકારની મીઠાશ અને સરળતા હતી. અને જેમણે ભગવાનને નિષ્કામપણે સર્વસ્વ અર્પણ કર્યું તેમના ભક્તિભાવની તો વાત જ શી હોય ? તેમના ગ્રંથોના શબ્દે શબ્દોમાં તે નીતરે છે.

શ્રી વર્ગનું સાહિત્ય

મુક્તાનંદ સ્વામીની કવિતા જેટલી સરળ તેટલી જ મર્મભેદક છે. તેના ભાવો હૃદયને જ સ્પર્શ કરે છે. શ્રી વર્ગના સાહિત્યમાં તેનો અમૂલ્ય હિસ્સો છે. જ્યારે લગ્ન પ્રસંગે ફટાણાં ગવાતાં સાંભળ્યાં ત્યારે ગીતનો વિષય તુર્ત લક્ષમાં લઈ શ્રીજી મહારાજે સંપ્રદાયના કવિઓને આજ્ઞા કરી દીધી કે " આપણા હરિજનોમાં ફટાણાંનાં ગીતોને બદલે સારાં ગીતો ગવાય એવાં રચવા માંડો અને તેનો પ્રચાર કરો." એ ઉપરથી અનેક કવિઓએ લગ્નનાં ગીતોમાં લગ્નની રસિકતા અને તેનું સૌંદર્ય જાળવી રાખીને ભગવાનના અવતાર સંબંધીનાં તથા આધ્યાત્મિક વિષયોના પ્રસંગો ગુંથીને ઘણાં ગીતો રચી પ્રચલિત કર્યાં; જેમાં મુકતાનંદ સ્વામીનો રૂકિમણિવિવાહ સર્વત્ર પ્રસિદ્ધ છે. એ વિવાહ જ્યારે ગવાતો હોય છે ત્યારે કોઇને પણ એમ લાગ્યા વગર નથી રહેતું કે અત્યારે રૂકિમણિનો વિવાહ નથી. તેમની ભાવપૂર્ણ કડીઓ સમાજમાં સર્વગત થઈ પડી છે; જેવી કેઃ—

દૂર ઘણી દ્વારામતિ, રહ્યો લગ્ન વચ્ચે દિન એક
અંતરજામી આવજો, રાખજો મારી ટેક

× × × ×

જો નહિ આવો જદુપતિ તો તજીશ મારા પ્રાણ
એવામાં દ્વિજ આવીયો જેમ આવે રામનું બાણ

× × × ×

માધવપુરનો માંડવો આવે જાદવકુળની જાન
પરણે રાણી રૂક્મણી વર વાંછિત શ્રી ભગવાન

× × × ×

સ્નેહની સરિતા સમી ઉદ્ધવગીતા જ માત્ર વાંચતાં મુક્તાનંદ સ્વામીની કવિતાનું સામર્થ્ય સમજી શકાય છે. આ જાતનું સાહિત્ય સંપ્રદાયમાં તેમણે બહુ આપ્યું છે. સ્વામિનારાયણનાં ચરિત્રો દૃષ્ટિએ નિહાળી નિહાળીને તેમણે જે પરમ દાસત્વભાવથી ગાયાં છે, તેની લહેજત તો તેના ભોગી હોય તે જ જાણે છે.

મુક્તાનંદ સ્વામીના પૂર્વાશ્રમનાં બહેન નામે ધનબાઈને સ્વામી ઉપર પૂર્વાશ્રમમાંથી જ અપૂર્વ સ્નેહ હતો. ભાઇ બહેનને સ્વાભાવિક સ્નેહ હોય છે, પરંતુ આ બહેન તો ભાઈ ઉપર ઓછી ઓછી થઇ જતી. તે તેને જોયા સિવાય વ્યાકુળ થઇ જતી. જ્યારે ભાઇએ સંસારનો ત્યાગ કર્યો ત્યારે તે જાણે પાંખ વગરની થઇ પડી હોય એમ સંસારમાર્ગમાં રહી ભાઇને માટે તલસ્યા કરતી હતી. તેમણે મુક્તાનંદ સ્વામીને પાછા વ્યવહારમાર્ગમાં લઈ જવા માટે ઘણી વખત પ્રયત્નો કર્યા હતા, પણ મુક્તાનંદ સ્વામીનો વૈરાગ્ય એ સાધારણ વાત ન હતી; તેથી તેણે ત્યાગનો આશ્રમ તજ્યો નહિ. એ સ્થળે મુક્તાનંદ સ્વામી જેવા પ્રબળ વૈરાગ્યવંત વ્યકિત ન હોત તો એ બહેનના પ્રીતિના પૂરમાં તણાઇને જરૂર સંસારવમળમાં જઇ પડત. ધનબાઇએ અનેક વખત ભાઇને પાછા બોલાવી જવાના યત્નો કર્યા છતાં તે સફળ ન થયાં, ત્યારે તેમણે છેવટે એ જ પ્રીતિનું વલણ પોતાના ભાઇની રુચિને અનુકૂળ કર્યું. સાચી પ્રીતિનું એ જ લક્ષણ છે કે તે પોતાનું સ્વત્વ પણ સ્નેહીના ગમતામાં હોમી દે છે. ધનબાઇએ ધાર્યું કે જ્યારે

ભાઈએ આત્માના કલ્યાણનો માર્ગ સ્વીકાર્યો છે તો મારે પણ એમજ કરવું. આમ વિચારીને તે શ્રીજી મહારાજ પાસે આવ્યાં અને વિનંતિ કરી, કે મારે પણ કલ્યાણની ઈચ્છા છે તો મુક્તાનંદ સ્વામીને આજ્ઞા કરો કે તે મને ઉપદેશ કરી યોગ્ય માર્ગ બતાવે. હું એમનું વચન માની એ કહેશે તેમ કરીશ; એમના મુખની વાણી સાંભળવાની મને અતિ ઉત્કટ ઈચ્છા છે. મહારાજે તેમને કહ્યું, કે અમારા સાધુને સ્ત્રીઓના સંબંધમાં આવવાની મનાઈ છે, છતાં તમારો આવો કલ્યાણનો ખપ જોઈને અમે આજ્ઞા આપીએ છીએ કે મુક્તાનંદ સ્વામી અમુક સ્થળે બેસીને સભામાં વાત કરે તે તમે પડદા પાછળ રહીને સાંભળો; તે તમારે માટે ઉપદેશની વાત કરે એમ અમે ભલામણ કરીશું.

આ વાતની જ્યારે મુક્તાનંદ સ્વામીને ખબર પડી ત્યારે તેમણે મહારાજને કહ્યું, કે મહારાજ એ રીતે સાધુના નિયમો મારાથી પૂરા નહિ પળી શકે; હું સ્ત્રીને ઉદ્દેશીને વાત કેમ કરી શકું ? માટે જો આપ કૃપા કરીને મારી હકીકત સ્વીકારો તો હું ચાર પદ કીર્તનનાં સામાન્ય ઉપદેશનાં સ્ત્રીઓ માટે રચી આપું; તે તેમને આપો અને તેમાં તેમને અનુકૂળ વસ્તુ આવી જશે. પછી શ્રીજી મહારાજે તે વાત સ્વીકારી, અને સ્વામીએ નીચેની લીટીઓથી શરૂ થતાં ચાર પદ રચી આપ્યાં; જે સત્સંગમાં ગ્રંથ તરીકે પ્રસિદ્ધ છે:—

મોહનને ગમવાને ઈચ્છો માનની,
ત્યાગો સર્વે જૂઠી મનની ટેક જો;

પતિવ્રતાનો ધર્મ અચલ કરી પાળજો,
રહેજો હરિચરણે અબળા થઈ છેક જો.

× × × ×

સાંભળ એની હરી રીઝ્યાની રીતડી,
મોહનવરને માન સંઘાથે વેર જો;
સાધન સર્વે માન બગાડે પલ વિષે,
જેમ ભળીયું પય સાકરમાં અહિઝેર જો;

આ પ્રકારનાં ઘણાં કાવ્યો સ્વામીએ લખ્યાં છે.

સ્વામીની ધીરજ અને શ્રદ્ધા.

એક સમયે બ્રહ્માનંદ સ્વામી અને મુક્તાનંદ સ્વામી ઉપદેશાર્થે ફરતા એક ગામે આવ્યા. ત્યાં એક બાવો સત્સંગનો ભારે દ્વેષી હતો તેને જાણ થઈ. તેણે મનમાં કપટ રાખી સ્વામીને પોતાની જગ્યામાં બોલાવ્યા, તેથી બંને સ્વામીઓ જેના દીલમાં સરળતા અને પ્રેમ સિવાય બીજો ભાવ ન હતો તે ખુશીથી ગયા. બાવે ખૂબ સન્માન કરી એક ઓરડામાં આસન આપી બેસાડયા. પછીથી તેણે છળ કરી કમાડ વાસી બંનેને પૂરી દીધા ! અને જાહેર કર્યું, કે તમે સ્વામિનારાયણના મોટેરા છો માટે તમારાં નાક કાન કાપી જ લઉં ત્યારે હું ખરો. એમ કહી પોતાની જગ્યાનો દરવાજો બંધ કરીને મોટો છરો લઈ ઘસવા બેઠો !

ઓરડામાં પૂરાયેલા બ્રહ્માનંદ સ્વામી હસીને મુક્તાનંદ સ્વામીને કહે, કે "સ્વામી, બાવે તો ભારે કરી ! નાક કાન કાપે તેનો ડર નથી, પણ આવી શિક્ષા તો બુરાં કામો માટે

જગતમાં થાય છે; તેથી આપણને નાક કાન વગરના જોઇ લોકો સંપ્રદાયની નિંદા કરશે." ત્યારે મુક્તાનંદ સ્વામીએ કંઇપણ ઉચાટ વગર જવાબ આપ્યો, કે કર્તા હર્તા ભગવાન છે, તે તેમને જેમ ગમે તેમ આપણે રાજી રહેવું. વળી અનેક જન્માંતરોમાં આ જીવે દુરાચરણોને પરિણામે બહુ વખત નાક કાન કપાવ્યાં હશે, તો આ જન્મે ભગવાનને માટે ભલે કપાય; જગતને જે બોલવું હોય તે ભલે બોલે, આપણે ઉચાટ શા માટે !

આ જ સમયે એ ગામનો એક જત નામે રાઘવજી જે ગામનો મજબુત માણસ ગણાતો હતો, તે બાવાની જગ્યા પાસેથી કામ પ્રસંગે નીકળ્યો. તેણે બાવાજીને જયસીતારામ કરીને સહેજ પૂછ્યું "બાવાજી શું કરો છો ?" બાવાજી ખુમારીમાં જ બોલ્યા, કે "સ્વામિનારાયણના બે મોટા મુંડીયા હાથ આવ્યા છે, તેનાં નાક કાન કાપવા છરો ઘસું છું" જત બોલ્યો કે "જગ્યા તો ઉઘાડો તે કોણ છે, મને જોવાદો" બાવો કહે "અત્યારે જગ્યા નહિ ઉઘડે, તમે તમારે રસ્તે જાઓ" જત કરડો આદમી હતો, તેણે આ ઉત્તર સાંભળી ભ્રકુટી ચડાવી અને બાવાની વંડી ઉપરથી છલંગ મારી તે અંદર કુદી પડયો ! બાવાની ગરદન ઝાલી તેના હાથમાંથી છરો ખુંચવી લીધો; અને ઓરડો ઉઘાડી બંને સ્વામીને બહાર તેડી લાવ્યો. મુકતાનંદ સ્વામી બોલ્યા, કે "જુઓ, ભગવાન વારે આવ્યા !" એટલામાં તો પેલા બાવાજીએ ભારે ધમાધમ કરી મૂકી, પણ રાઘવજી જતે તેને છેવટની ચેતવણી આપી દીધી, કે "મહારાજ સબુર

કરી જજે, નહિ તો હું જત છું, માટે તારા હાલ બુરા થઇ પડશે; મારા દેખતાં આવા સાધુ પુરુષોનાં તું નાક કાન કાપે એ કોઇ કાળે નહિ બની શકે" એમ કહી મુક્તાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીને એ જત ગામના સીમાડા સુધી સાથે આવીને મુકી ગયો.

સાધુતા અને સત્પુરુષપણું

મુક્તાનંદ સ્વામીની સાધુતા અને તેનું સત્પુરુષપણું જાણવા એક પ્રસંગ બસ થશે. સ્વામીનું વય વૃદ્ધ હતું તેમજ શરીરે ક્ષયનો વ્યાધિ હતો, તેથી એવી અશક્ત અવસ્થામાં તેઓ માત્ર ખીચડી જ બહુધા જમતા. તેમની સેવામાં એક સાધુ હતા, તે સ્વામીને સ્નાનાદિક ક્રિયા કરાવવી, ખીચડી કરી આપવી વગેરે સેવા કરતા; પરંતુ તે સેવક નવા હતા તેમજ સેવાનો મહિમા સમજતા પણ ન હતા. તેનો સ્વભાવ કંઇક બેદરકાર જેવો હતો. સ્વામીની સેવામાં તે જોઇતી કાળજી અને માવજત રાખી શકતા ન હતા. સ્વામીને એથી હરઘડી અડચણ સહન કરવી પડતી. જો કે સ્વામીમાં સર્વ પરમહંસો તથા હરિજનોને પરમ ગુરુભાવ હતો અને સ્વામીની આજ્ઞા કોઇપણ પળે સર્વ ઝીલવા તૈયાર રહેતા, છતાં કોઇપણ સમયે પોતાના સેવક તરફ સ્વામી અણગમો કે અરુચિ દર્શાવતા જ નહિ, તો પછી ઠપકો તો આપે જ કેમ ? પરંતુ પેલા સાધુની પ્રકૃતિ તો પ્રતિદિન વિશેષ બેદરકાર બનતી ગઇ. સ્વામીનો સ્વભાવ અત્યંત દયાળુ હતો; તેઓ નિરંતર એમ ધારતા કે આ સત્સંગમાં આવે તેનાં મોટાં ભાગ્ય છે, માટે સત્સંગમાં

ગમે તેવા પ્રકૃતિદોષ વાળો પડયો રહેશે તોપણ તેનું શ્રેય થશે. માટે આવેલો માણસ કોઇ રીતે સત્સંગ બહાર નીકળી ન જાય તો સારૂં; આવા વિચારથી તેઓ ત્યાગી અને હરિજન માત્ર ઉપર અમૃત સમાન પ્રેમદૃષ્ટિ રાખતા, અને તેના પ્રકૃતિના દોષો સામે ન જોતાં તેને સુધારવાના બની શકે તેટલા હિતકર ઉપાયો લેતા.

પોતાના આ સેવકની પ્રકૃતિ જોઇને સ્વામીને બહુ દયા આવી, અને વિચાર્યું કે આ સાધુ નિરક્ષર છે માટે જો કંઈ ભણે તો તેની બુદ્ધિમાં કંઈક સમજણ આવે, અને તે સમજીને પોતાની પ્રકૃતિ સુધારે તેથી તેનું શ્રેય થાય. આમ ધારીને સ્વામીએ નિત્યાનંદ સ્વામીને ભલામણ કરી કે તમે આ સાધુને કંઈક ભણાવો. નિત્યાનંદ સ્વામીએ એ ભલામણને આદરપૂર્વક આજ્ઞા રૂપે માની લઈ, એ સાધુને ભણવા માટે પોતાની પાસે આવવાનું કહી દીધું.

હવેથી દરરોજ એ સાધુનો અભ્યાસ બીજા વિદ્યાર્થીઓની સાથે શરૂ થયો. પરંતુ એથી તો એ સાધુનું ચિત્ત અભ્યાસમાં લાગતાં, સ્વામીની સેવામાં તેણે ખૂબ ઉતાવળ અને જેમ તેમ વેઠ કરવા માંડી; એટલું જ નહિ પણ સ્વામી માટે ખીચડી જોયા તપાસ્યા વગર ઓરીને ચાલ્યા જાય; તે જેવી થડે તેવી અશક્ત છતાં હાથે લઇને સ્વામી જમી લે. પરંતુ જમતાં જમતાં ખીચડીમાં એટલી કાંકરી આવે કે તે ખાઈ શકાય જ નહિ! સ્વામી જરા તરા ખાઇને ઉઠી જાય. આમ દરરોજ થવા માંડયું, પણ સ્વામીના ચહેરા ઉપર અસંતોષનું ચિહ્ન સરખું કોઇના દેખવામાં આવે નહિ!

ઉલટા તે તો સેવા કરનાર સાધુનું હિત ચિંતવ્યા કરે! એટલામાં એક દિવસ સ્વામી હાથે ખીચડી લઇને જમવા બેસતા હતા તેવામાં નિત્યાનંદ સ્વામી દર્શન કરવા આવ્યા, અને પ્રણામ કર્યા પછી પૂછ્યું કે સ્વામી હાથે ખીચડી કરો છો કે શું? સ્વામી કહે ના, સાધુ ત્યાં ભણવા આવે છે તે તૈયાર કરી મૂકી જાય છે અને હું જમી લઉં છું. નિત્યાનંદ સ્વામી કહે, પણ તમે ચોડવેલી એ તો તમારી પ્રસાદીની થઇ, માટે મને તેમાંથી થોડી આપો; તમે મને હમણાં પ્રસાદી આપી નથી. સ્વામી કહે ના, એ પ્રસાદી તમારે માટે નથી; કોઇ વખતે વાત. નિત્યાનંદ સ્વામી કહે ના, મારે તો તમારી પ્રસાદીની ખીચડી જોઇએ. એમ કહી સ્વામી ના કહેતા રહ્યા તોપણ તપેલીમાંથી હાથે ખીચડી લીધી; પણ જમવા માંડ્યા તો એક ગ્રાસ પણ ખાઇ શકાયો નહિ એટલી કાંકરા આવી! તુર્ત એ તો બોલી ઉઠ્યા, કે સ્વામી! આ શું! આટલી કાંકરી! તમે આટલા માટે જ મને પ્રસાદી આપતા નહોતા એમ જણાય છે; એમ કહી આવી ખીચડી થવાનું કારણ પૂછવા લાગ્યા. પણ સ્વામી તો સેવકનો દોષ બતાવે જ નહિ! નિત્યાનંદ સ્વામી સમજી ગયા કે સેવક સ્વામીની માવજત રાખતો નથી જણાતો. પછી તો બીજે દિવસે આવીને નિત્યાનંદ સ્વામીએ ફરી ખીચડી ખાઈ જોઇ; તો એની એ જ સ્થિતિ! હવે તેમણે અકળાઇને સ્વામીને કહ્યું, કે સ્વામી, તમે દરરોજ ભૂખ્યા રહો છો અને તેમાં સેવકની જ ખામી મને જણાય છે. સ્વામી કહે, એમને અભ્યાસ માટે કંઇક ઉતાવળ કરવી પડે તેથી એમ થઇ જતું હોય, પણ એ એનો દોષ નથી. નિત્યાનંદ

સ્વામીએ જાણ્યું કે સ્વામી તો બહુ દયાળુ છે, પણ એ સાધુને આ ઈશ્વર જેવા સંતનો મહિમા નથી તેથી તેમને બહુ દુઃખી કરે છે. આવો અડબંગ માણસ સ્વામીની સેવામાં ન જોઇએ. તુર્ત તેમણે તે સાધુને બોલાવીને ખીચડી શી રીતે દરરોજ થાય છે એ ચોક્કસ પૂછીને નક્કી કર્યું, કે દરરોજ તે વગર જોયેલી ખીચડી એમને એમ ઓરે છે ! તથા બીજી ક્રિયામાં પણ એવી જ બેદરકારી રાખે છે.

નિત્યાનંદ સ્વામીએ તે સાધુને કહ્યું કે તમે વિદ્યા લેવાને પાત્ર નથી. જેમની સેવા મોટા મોટા સદ્‌ગુરુઓ ઈચ્છે છે અને કરે છે, તેમની સેવા તમારાથી ન થઈ અને તેમનો આવો દ્રોહ કર્યો માટે આજથી તમારો અભ્યાસ બંધ કરો અને સારો અભ્યાસ સેવા કરવાનો શીખો; પરંતુ સ્વામીની સેવા આજથી તમારે કરવાની નથી. એમ કહી બીજા એક સારા સાધુને સ્વામીની સેવામાં મુકયા. પછી પેલા સાધુને ઘણો ખેદ થયો, અને સૌને એમ થયું જે એ સાધુએ પોતાને મળેલો અમૂલ્ય લાભ લીધો તો નહિ પણ સામો દ્રોહ કર્યો.

એ સમય તો વીતી ગયો, પણ સ્વામી દેહ મુકી ગયા પછી એ સાધુને આખે શરીરે કોઢ નીકળ્યો અને આખું શરીર રૂધિર તથા પાચથી ટપકવા લાગ્યું. પીડા એટલી અસહ્ય થઇ કે તેનાથી કોઇ પ્રકારે ખમી શકાય નહિ. હવે તેના મનમાં પૂર્ણ પશ્ચાત્તાપ થયો અને પોતે પોતાને બહુ ફીટકાર આપવા માંડયો, પણ રોગની પીડા તો વધવા લાગી. સાધુના મનમાં એમ થયું કે મારા પર

નિત્યાનંદ સ્વામી નારાજ થયા છે તેનું પાપ મને લાગવાથી આમ થયું છે, માટે એમની ક્ષમા માગું તો મારી પીડા જાય; એમ ધારીને નિત્યાનંદ સ્વામી વરતાલ હતા ત્યાં કોઈ જતા આવતા સાથે બહુ દીન ભાવે સમાચાર મોકલ્યા. પછી જ્યારે નિત્યાનંદ સ્વામી ગઢડે આવ્યા ત્યારે તે સાધુ પાસે ગયા. તેમને જોઈને એ સાધુ અતિશય રડી પડયા અને ક્ષમા માગી. નિત્યાનંદ સ્વામી કહે તમે મારો અપરાધ કર્યો નથી, પણ મુકતાનંદ સ્વામીનો અપરાધ કર્યો છે તેનું પાપ લાગ્યું છે; માટે હવે મુકતાનંદ સ્વામીને અંતરમાં ધારીને તેમની પ્રાર્થના કરો એટલે તમારી પીડા મટશે. એ સાંભળી તે સાધુએ અંતરમાં મુકતાનંદ સ્વામીને ધારીને, દીન થઈ થઈને બહુ પ્રાર્થના કરવા માંડી, એટલે થોડા દિવસમાં તેની પીડા શાંત થઇ ગઈ. પછીથી શરીરે જે વ્યાધિ રહ્યો તે પીડા કરતો ન હતો.

**સ્વામીનો સંકલ્પ**

નવીન સ્થપાતો ઉદ્ધવી સંપ્રદાય તથા તેમના આચાર્યો જગતમાં પ્રતિષ્ઠિત થાય એ સ્વામીનો સંકલ્પ ઉગ્ર હતો, તે તેમણે ઘણે અંશે પાર પાડ્યો હતો; છતાં આચાર્યો સંબંધે તેમને વિશેષ ઇચ્છા રહી હતી. શરીર જર્જરિત થઈ જવા છતાં એ જ સંકલ્પથી ટકાવી રાખ્યું હતું. પરંતુ જ્યારે સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામીએ એ કાર્યભાર પોતાની જોખમદારી ઉપર લઇને પાર પાડવા વચન આપ્યું ત્યારે બહુ જ શાન્તિપૂર્વક સંવત ૧૮૮૬ના અશાડ માસમાં વદ ૧૧ ના રોજ, શ્રીહરિની પાછળ દોઢ માસે, સ્વેચ્છાથી આ લોક તજીને સ્વામી અક્ષર નવાસી થયા.

સ્વામીનો મહિમા

મુક્તાનંદ સ્વામીએ અનન્ય નિષ્ઠાપૂર્વક નિર્મળ દાસત્વ-ભાવથી સ્વામિનારાયણ ભગવાનને વશ કર્યા હતા. સંપ્રદાયના મુખ્ય સદ્‌ગુરુઓની પંક્તિમાં જીવિત પર્યંત ચડતે રંગે ધ્રુવની પેઠે અચલ પ્રકાશિત રહ્યા. શ્રીજી મહારાજના મુખવચનનું પુસ્તક વચનામૃત તૈયાર કરનાર સદ્‌ગુરુઓમાં એક મુક્તાનંદ સ્વામી પણ છે. આ રીતે સ્વામીએ ધન, માલ, કુટુંબ, દેહ, માનસિક વિકારો આદિ સર્વની આહૂતિ જીવનયજ્ઞમાં આપી ઉપદેશ તથા સદ્‌ગ્રંથ રચવા વગેરે સત્પ્રવૃત્તિઓની સેવા રૂપ અનેક પુષ્પાંજલિઓ અર્પણ કરી, પ્રગટ પુરુષોત્તમ સ્વામિનારાયણ ભગવાનને અતિ પ્રસન્ન કર્યા હતા; તે એટલે સુધી કે શ્રીજી મહારાજ જ્યારે કોઇ ઉપર અતિ રાજીપો જણાવી વર આપતા ત્યારે મુક્તાનંદ સ્વામીના સરખું કલ્યાણ કરવા કહેતા તથા ગુરુના જેટલું માન મુક્તાનંદ સ્વામીનું રાખતા. એક વખત તો મુક્તાનંદ સ્વામીને તેમનો મહિમા જણાવતાં શ્રીમુખે કહેલું, કે તમે કોઇ જીવને અહિંથી હાથે ઝાલીને ફેંકો તો તે અક્ષરમાં પહોંચે એટલું તમારૂં સામર્થ્ય છે! પરંતુ મહારાજે એક બાબત ખાસ જાળવી હતી, કે હજારો મનુષ્યો—હરિજન ત્યાગી વગેરેને—પ્રભુએ પોતે અનેક વખત સમાધિઓ કરાવી તથા મુક્તાનંદ સ્વામી દ્વારાએ પણ કરાવી, છતાં મુક્તાનંદ સ્વામીને એક પણ વખત સમાધિ કરાવી નથી.

# મુક્તાનંદ સ્વામીના ગ્રંથો અને લેખોની નોંધ

**સંસ્કૃત**

૧ નિર્ણયપંચક
૨ શ્રી હનુમંતની અષ્ટોતર-શત નામાવલિ
૩ શ્રી હનુમંતસ્તોત્ર
૪ શ્રી હનુમંતનો મંત્ર
૫ શ્રી હનુમંતમંત્રનો પુરશ્ચરણવિધિ
૬ શ્રી હનુમત્કવચ
૭ દ્વૈપાયનીય શારીરિક સૂત્રનું ભાષ્યરત્ન

**પ્રાકૃત**

૧. કીર્તનોનું પુસ્તક
૨. દશમ (દોહા ચોપાઇમાં)
૩. ધર્માખ્યાન
૪. વાસુદેવાવતારચરિત્ર
૫. અદ્ભુતગીતા
૬. કપીલગીતા
૭. ભગવદ્ગીતા
૮. શિક્ષાપત્રી
૯. વૈકુંઠધામદર્શન
૧૦. ઉદ્ધવગીતા
૧૧. નારાયણકવચ
૧૨. વિવેકચિંતામણિ
૧૩. સત્સંગશિરોમણિ
૧૪. વિદુરનીતિ (દોહા ચોપાઇમાં)
૧૫. કૃષ્ણપ્રસાદ
૧૬. મુકુંદબાવના
૧૭. સતીગીતા
૧૮. ધામવર્ણનચાતુરી
૧૯. પંચરત્ન
૨૦. નારાયણચરિત્ર
૨૧. ગુણવિભાગ
૨૨ નારાયણગીતા



## સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી



योगाभ्यासं नितान्तं कलित मुनिगमादि श्रुतार्थं कृतार्थम् ।
प्रीत्यै श्रीधर्मसूनोर्विदधत मनिशं स्वामिनारायणस्य ॥
गोपालानन्द संज्ञं मुनिवरमनघं रक्षितैकान्तधर्मम् ।
वन्दे नित्यं शरण्यं प्रतिहत जनताज्ञानसंज्ञान्धकारम् ॥

# સદ્‌ગુરુ ગોપાલાનંદ સ્વામી

ખુશાલ ભ.

જે સમયે ભગવાન સ્વામિનારાયણનો પ્રતાપ ગુજરાત, કાઠિયાવાડ અને આસપાસના પ્રદેશમાં જ્વલંતપણે પ્રકાશી રહ્યો હતો, સમાધિના પ્રકરણની ઝપટ ચાલતી હતી, સહજાનંદ સ્વામીની દૃષ્ટિચોટમાં આવતાં કોઈપણ પ્રાણીનાં નાડી પ્રાણ તણાઇ જઈ તેમને સમાધિમાં અલૌકિક દૃશ્ય દેખાતાં હતાં અને સર્વ લોકો સ્વામિનારાયણને જીવનમુક્તા કહીને ઓળખાવતા હતા તે સમયે ઇડર તરફના પ્રદેશમાં પાડાગ્રોડલા કરીને ગામ છે, ત્યાં સ્વધર્મનિષ્ઠ ઉદીચ્ય બ્રાહ્મણ, અટકે છઠ્ઠાપદીઆ ઠાકર મોતીરામ અને તેમનાં ધર્મપત્ની સાધ્વી કુશળબાના પુત્ર નામે ખુશાલ ભટ્ટ એક અદ્‌ભુત વ્યક્તિ તરીકે પ્રસિદ્ધિ પામતા જતા હતા. તેમનો જન્મ સંવત ૧૮૩૭ના મહા સુદ ૮ ને દિવસે હતો, એટલે તે ભગવાન સ્વામિનારાયણથી ઉમરમાં બે માસે મોટા હતા. તેમનું કૃશ અને ગૌર શરીર, દૃષ્ટિજીત તેજસ્વી નેત્રો તથા અણીદાર સુંદર નાસિકા અને સમગ્ર ચહેરાની પ્રભા કોઈ મહાન યોગીનું ભાન કરાવતાં હતાં. બાળપણથી જ તેમનામાં કંઈક ચમત્કૃતિ સ્ફૂર્યા કરતી હતી.

વાડાશિનોરના કાશીરામ અને મુરલીધર નામના બે ગૃહસ્થો પાસેથી સ્વામિનારાયણ ભગવાન પ્રગટ થયા

સહજાનંદ સ્વામી તરફ આકર્ષણ અને મેળાપ

છે એવી વાત એક વખત સાંભળેલી, ત્યારથી તેમનું દિલ ઉત્સુક થયું હતું. પછી ખુશાલ ભટ્ટ વિદ્યા સંપાદનાર્થે ડભોઈ ગામમાં રહ્યા હતા. ત્યાં તેમને ભગવાન સ્વામિનારાયણના સાધુ સર્વેશ્વરાનંદજીનો મેળાપ થયો. તેમના મુખથી પ્રગટ ભગવાનની વાત સાંભળી ખુશાલ ભટ્ટનું ચિત્ત આકર્ષાયું અને શ્રવણ માત્રથી જ પૂર્વ જન્મના પ્રીતિ પ્રગટે તેમ અંતરમાં સ્નેહ ઉભરાયો અને સહજાનંદ સ્વામીના આશ્રિત થયા. ભગવાન સ્વામિનારાયણનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થવાથી તેઓ સ્વામી શ્રી સર્વેશ્વરાનંદજીની સાથે જ ચાલીને ડભાણ આવ્યા. આ વખતે શ્રીહરિ ડભાણમાં વિરાજતા હતા. તેમનાં દર્શન કરતાં જ ખુશાલભાઈની સર્વ વૃત્તિઓ પ્રભુમાં તણાઇ ગઈ! જાણે પંખી પોતાના માળામાં વિશ્રાંતિ પામ્યું હોય તેમ તેનું ચિત્ત સહજાનંદ સ્વામીના સ્વરૂપમાં વિરામ પામી ગયું!

યોગવિદ્યા અને બાલશિક્ષણ

દર્શન કરીને પ્રભુઈચ્છાથી ખુશાલ ભટ્ટ ઘેર આવ્યા. તેમના હૃદયમાં અપૂર્વ આનંદ વરતવા લાગ્યો. હવે તેમણે ભગવાનપરાયણ સ્થિતિમાં યોગ-વિદ્યા સાધ્ય કરવા માંડી તથા કેટલાક વિદ્યાર્થીઓને શિક્ષણ આપવા માંડયું. શિક્ષણ પણ બ્રહ્મ-વિદ્યાનું જ હતું; તેથી વિદ્યાર્થીઓને સહજ સમાધિ થવા લાગી. પાડા ગામનો એક વિદ્યાર્થી ખુશાલ ભટ્ટ પાસે ટોડલે ભણવા આવતો હતો, તેને સમાધિ થવાથી તેના પિતાએ છોકરો બગડી જશે એવી ભીતિ વડે ભણાવવાનું બંધ કર્યું,

પરંતુ છોકરાને તો ઘેર લઇ ગયા પછી પણ સમાધિ થઈ! છોકરાના બાપે માન્યું કે ખુશાલભાઈ મંત્રજંત્રવાળા જણાય છે. તેથી તેમણે તેમની પાસે આવી પ્રાર્થના કરી કે કૃપા કરી મારા છોકરાને જાગ્રત કરો. ખુશાલ ભટ્ટે કહ્યું, કે જાઓ મારૂં નામ લઇ ઉઠવાનું કહેજો એટલે ઉઠશે. એ પ્રમાણે તેણે કહ્યું એટલે છોકરો જાગ્રત થયો. આમ એક ચમત્કારી પુરુષ તરીકે તેમની ખ્યાતિ થવા માંડી.

બ્રહ્મચારીના વિષ્ણુ

એક સમયે મંત્રજંત્રથી સિદ્ધ થયેલ કોઇ એક બ્રહ્મચારી ટોડલા ગામમાં આવ્યો. તે જેને ઘેર ગામમાં ભોજન કરવા જાય ત્યાં પોતાના પૂજવાના વિષ્ણુ સાચવવાનું કહી મૂકી જાય; પરંતુ બીજે દિવસે તે વિષ્ણુ તો બ્રહ્મચારી પાસે આવી જ ગયા હોય! આમ થવાથી બ્રહ્મચારીને ભોજનનાં આમંત્રણ ઘેર ઘેરથી આવવા લાગ્યાં અને તેનો મહિમા લોકોમાં ખૂબ વધ્યો. આ આશ્ચર્ય સાંભળીને ખુશાલ ભટ્ટે પણ બ્રહ્મચારીને ભોજનનું આમંત્રણ આપ્યું. બ્રહ્મચારી વિષ્ણુ લઇને જમવા આવ્યો. જમીને રિવાજ મુજબ વિષ્ણુ ખુશાલ ભટ્ટને સાચવવા સોંપ્યા, પરંતુ બીજે દિવસે વિષ્ણુ તો બ્રહ્મચારી પાસે ગયા જ નહિ! તેમણે હતા તેટલા મંત્રપ્રયોગો રાત્રિમાં કરી જોયા, પણ કંઈ વળ્યું નહિ; તેથી બીજે દિને પ્રભાત પહેલાં જ તેમણે પલાયન કર્યું!

યોગ-ઐશ્વર્ય

એ રીતે પ્રભુના પ્રતાપથી અનેક પ્રકારનું ઐશ્વર્ય ખુશાલ ભટ્ટમાંથી સહજ પ્રગટ થતું હતું, છતાં તેમણે અષ્ટાંગ યોગ પ્રયત્નપૂર્વક સાધવા

માંડચો હતો. એક સમયે સ્થિરપણે શ્રી હરિનું ધ્યાન કરતાં એટલા તલ્લીન થયા કે તેમના શરીરમાંથી અપાર તેજનો સમૂહ પ્રગટચો અને ત્રણ મોટા કડાકા થયા ! આથી લોકો ભયભીત અને આશ્ચર્યચકિત થઇ ગયાં. એ કડાકા તથા પ્રકાશ દશ બાર ગાઉ સુધીમાં જણાયાં હતાં! આમ પિંડ બ્રહ્માંડની એકતા તથા પ્રગટ ભગવાન સાથેની તલ્લીનતા વડે ખુશાલ ભટ્ટ દ્વારા અતિ અદ્‌ભુત ઘટનાઓ બનતી.

એક વર્ષે વૃષ્ટિનાં કંઇ પણ ચિહ્‌ન થયાં નહિ, તેથી દુષ્કાળની ધાસ્તીથી લોકો ઉદાસી થયા. પછી સૌએ મળી ખુશાલ ભટ્ટને વિનંતિ કરી; આથી ખુશાલ ભટ્ટે લોકોનું દુઃખ દીલમાં ધારી પ્રભુની પ્રાર્થના કરીને વરસાદ લાવવાનો સંકલ્પ કર્યો; તેથી ધારવા પ્રમાણે વરસાદ થયો અને લોકોનું દુઃખ ટળ્યું. આ રીતે જનહિતાર્થે અનેક વખતે ચમત્કારિક શક્તિથી દુઃખ નિવારણ કર્યાં.

**ગૃહત્યાગ અને જીવન સમર્પણ**

સંકલ્પસિદ્ધિ તથા મહાન ઐશ્વર્ય પ્રાપ્ત હોવા છતાં ખુશાલ ભટ્ટનું ચિત્ત ભગવાન સ્વામિનારાયણ-માં જ રહેતું હતું. શ્રીહરિનો વિયોગ હવે તેનાથી સહન ન થવા લાગ્યો. પ્રભુને ક્યારે જઇને મળું ? એમ અંતર તલસ્યા જ કરતું હતું. તેવામાં એક બ્રાહ્મણ તે ગામે આવ્યો. તેમનું બ્રહ્મવર્ચસ્ નિહાળી ખુશાલ ભટ્ટને પરિચય થયો, વાતચીત કરતાં તેમણે કાઠિયાવાડ તરફ જવાની વાત કરી. ખુશાલ ભટ્ટ તે તરફ જવા ઇચ્છી રહ્યા હતા એટલે એમનો સંઘાથ જાણી તેઓ આતુરતામાં એમની સાથે જ એકદમ ચાલી નીકળ્યા; પોતાના ગૃહને

નમસ્કાર કર્યાં અને ગૃહ, કુટુંબ માલમિલકત વગેરે આ લોકની સર્વ સમૃદ્ધિના ત્યાગ રૂપ આહૂતિ જીવનયજ્ઞમાં પ્રભુ પ્રીત્યર્થે આપી.

પેલા અજાણ્યા બ્રાહ્મણ સાથે ખુશાલભટ્ટ ચાલી નીકળ્યા. બ્રાહ્મણે માર્ગમાં તેમની બહુ પ્રકારે બરદાસ કરી સુખેથી મુસાફરી કરાવી. ભગવાન સ્વામિનારાયણ આ સમયે જેતપુરમાં વિરાજતા હતા. તે ગામની નજીક રાયણનાં વૃક્ષો હતાં, ત્યાં આવતાં પેલો વિપ્ર અદ્દશ્ય થઈ ગયો. ખુશાલભટ્ટ તો ઘડીભર જોઈ રહ્યા ! અને તે દેખાયો નહિ એટલે તેઓ જેતલપુરમાં આવ્યા, તો શ્રીહરિ અહિં જ વિરાજે છે એમ જાણી હર્ષપૂર્વક પ્રભુ પાસે ગયા. તૃષાતુરને સુંદર જળાશય મળતાં તૃપ્તિ થાય તેમ ભગવાન સ્વામિનારાયણને નીરખી ખુશાલ ભટ્ટ પરમ શાંતિ પામ્યા; તેમણે અનિમિષ નયને દર્શન કરી આત્મતૃષા છીપાવી. શ્રીહરિએ તેમની દૂરની મુસાફરીનો બધો હેવાલ પૂછયો, પછી જણાવ્યું કે તમારી આતુરતા જોઈ તમને અહિં તેડી લાવવા માટે અમે જ રામાનંદ સ્વામીને રૂપે સાથે ચાલ્યા હતા; અને અહિં સુધી પહોંચાડીને અદ્દસ્ય થયા. આ બીના જાણી તે બહુ આનંદ પામ્યા. અને પ્રભુની ઈચ્છા સમજીને પોતાનો દેહ સેવામાં અર્પણ કરી શ્રીહરિના સમીપમાં રહ્યા.

**મહાભારતનું પુસ્તક**

શ્રીહરિ પાસે અખંડ જ્ઞાનવાર્તા, કથા, કીર્તન આદિક દ્વારા શાસ્ત્ર પ્રસંગો ચર્ચાયા જ કરતા હતા; અને સંપ્રદાયનાં રહસ્યોનું દોહન સર્વ શાસ્ત્રોમાંથી થયાં કરતું હતું. તે સમયે એક મહાભારતના પુસ્તકની બહુ અગત્ય હતી; પણ છાપખાનાં ન હતાં એટલે

હસ્તલિખિત સારાં પુસ્તકો ઘણી કીંમતે પણ ક્વચિત્ સ્થળે મળતાં. ખોળ કરાવતાં ભાવનગરમાં એક વિપ્રને ત્યાં સમગ્ર મહાભારત સારૂં હસ્તલિખિત હોવાના સમાચાર મળ્યા. તે લેવા માટે શ્રીહરિએ લખીરામ દેરાસરીને મોકલ્યા. તેમણે ભાવનગર જઈ પુસ્તકનું સાટું ત્રણસો રૂપીયાથી નક્કી કર્યું, અને શરત પ્રમાણે સારૂં લેખન તપાસી લે તેવા કોઇ સારા ભણેલા માણસને તેડવા સારૂ પાછા આવ્યા. શ્રીહરિએ તેમની સાથે જગન્નાથને મોકલ્યા. તેમણે ભાવનગર જઈ વિપ્ર પાસે મહાભારત જોવા માગ્યું, પણ માલિક ફરી બેઠો. તેણે પુસ્તક આપવાની જ ના કહી, આથી ફોકટ ફેરો ખાઇ બંને જણ પાછા આવ્યા. ત્યારે શ્રીહરિએ તે બંનેની જોડે ત્રીજા પ્રાગજી દવેને મોકલ્યા અને પુસ્તકના માલિકને સમજાવીને લાવવા કહ્યું. એ રીતે ફરી ત્રણે જણાએ જઈ વિપ્રને સમજાવ્યો, પણ તે એકનો બે થયો નહિ અને નિર્લજ્જપણે જવાબ આપી સાટું તોડ્યું; આથી ત્રણે જણ નિરાશ થઇ પાછા આવ્યા અને શ્રીહરિને છેવટનો સંદેશો આપ્યો, કે તે પુસ્તક તો નહિ જ આપે. ત્યારે ચોથે ફેરે શ્રીહરિએ ખુશાલ ભટ્ટને સાથે મોકલ્યા. હવે ખુશાલ ભટ્ટ ભાવનગરમાં જઈ ઝીણાભાઈ નામે શ્રીમાળી બ્રાહ્મણને ત્યાં ઉતર્યા, બીજે દિવસે તેઓ મહાભારતના માલિક પાસે ગયા. તે વિપ્રે સન્માન તો ન કર્યું, પણ સામો તિરસ્કારનાં વચન બોલ્યો. છતાં ખુશાલ ભટ્ટ નમ્રતા રાખીને તે વિપ્ર બાલમુકુંદની પૂજા કરતો હતો તેની સામે જઇને બેઠા. ત્યાં એવું થયું કે વિપ્રની બાલમુકુંદની પ્રતિમા ફરી જઇને ખુશાલ ભટ્ટ સન્મુખ થઇ ગઇ! કંઈ અકસ્માત્ આમ થયું જાણી વિપ્રે મૂર્તિને પોતાની સન્મુખ પધરાવી; પરંતુ તુર્ત જ પ્રતિમા પહેલાંની પેઠે ફરી ખુશાલ ભટ્ટ સન્મુખ થઇ ગઈ!

આમ બે ત્રણ વખત થયું, ત્યારે ખુશાલ ભટ્ટે મહાભારતનો એક શ્લોક સંભળાવીને વિપ્રને કહ્યું, કે તમે ઘેર આવેલા અતિથિનું સન્માન ન કર્યું તેથી ભગવાન તમારી સાથે રીસાયા છે. આ સાંભળીને તો વિપ્ર વિશેષ ક્રોધે ભરાયો; અને ધમકાવીને બોલ્યો કે અહિંથી ચાલ્યા જાઓ. હું પુસ્તક આપવાનો નથી. આથી ખુશાલ ભટ્ટ ત્યાંથી ચાલી નીકળી ઉતારે ગયા. તે જ રાત્રિએ પેલા વિપ્રને બે યમકિંકર દેખાયા. તે અતિશય માર મારતા કહેવા લાગ્યા, કે તું સાટું કર્યા પછી પુસ્તક આપતો નથી, વળી મહાન સત્પુરુષ ઘેર આવ્યા તેનું તેં અપમાન કર્યું; માટે આજ તો તને પૂરો કરવો છે. પછી તો વિપ્રે દુઃખી થઇ બહુ આજીજી કરી, પુસ્તક આપવા કબુલ થઇ, ક્ષમા માગવાનું જણાવ્યું ત્યારે યમકિંકર ન દેખાયા. વળતે દિવસે સવારમાં વિપ્રે ખુશાલ ભટ્ટની નમ્રતાપૂર્વક ક્ષમા માંગી અને પુસ્તક આપ્યું. ખુશાલ ભટ્ટે તેને પૂરી કીંમત આપીને લીધું અને શ્રીહરિ આગળ લાવ્યા.

અદ્‌ભુત ઘટના

સત્સંગના ઉપદેશાર્થે શ્રી હરિ ખુશાલ ભટ્ટને ઘણી વખત વડોદરા મોકલતા, ત્યાં પણ અનેક પ્રકારનાં સામર્થ્ય પ્રભુકૃપાથી જણાયેલાં. સદાશિવભાઇને ત્યાં વડોદરામાં એક માસ સુધી ખુશાલ ભટ્ટ જમ્યા હતા. તે વખતે શ્રીહરિ દિવ્ય રૂપે દરરોજ સાથે જમતા. તેમનાં દર્શન બીજા કોઇને થતાં નહિ, પણ જે થાળ શ્રીહરિ માટે જુદો પીરસાતો તેમાંથી ક્રમે ક્રમે ભોજન ઓછું થતું તે સર્વને પ્રત્યક્ષ દેખાતું. એ સિવાય વડોદરામાં અનેક અદ્‌ભુત ઘટનાઓ

ખુશાલ ભટ્ટ દ્વારા બનતી; જેની કેટલીક સવિસ્તર વિગતો સંપ્રદાયના ગ્રંથોમાં પ્રસિદ્ધ છે.

દીક્ષા

ભગવાન સ્વામિનારાયણ આ મહાપુરુષની સેવા અને દાસત્વ ભક્તિથી વશ થયા, તેમજ ખુશાલ ભટ્ટની ઈચ્છા પણ સમીપ રહેવાની જાણીને ભાગવતી દીક્ષા આપી ગોપાલાનંદ સ્વામી નામ ધારણ કરાવ્યું. હવે ખુશાલ ભટ્ટની મહત્તા ગોપાલાનંદ સ્વામી તરીકે પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગી. ભગવાને તેમને સર્વ સદ્‌ગુરુઓમાં શ્રેષ્ઠપણે સ્થાપ્યા; શ્રીમુખે તેમની મહત્તા બહુ વખત કહી છે; પોતાના ગુણાતીત અક્ષર ધામ સ્વરૂપે પણ તેમની ઓળખાણ સદ્‌ગુરુઓને આપી હતી.

વડોદરામાં પ્રતાપ

ગોપાલાનંદ સ્વામી વડોદરા શહેરમાં ઘણું રહ્યા હતા. ત્યાં અનેક પ્રસંગે બહુ પ્રકારનું સામર્થ્ય જણાવ્યું હતું. લોકોની દીન પ્રાર્થનાઓ લક્ષમાં લઈ સંકલ્પ માત્રથી અનેક વખત વૃષ્ટિ કરી દુઃખ દૂર કર્યું હતું, કોઈ વખતે રોગના મહા ઉપદ્રવને પણ શાંત કર્યા હતા; એ સિવાય કેટલાંક મનુષ્યોને સમાધિનિષ્ઠ કરી દીધા હતા, તેમજ અનેક હરિજનોને પ્રગટ ભગવાનની મૂર્તિ દષ્ટિ સમીપે પ્રત્યક્ષ દેખાય તેવી સ્થિતિ સ્વામીના પ્રતાપથી થઇ હતી.

વડોદરામાં એક વખત વિષ્ણુયાગ થતો હતો, તે પ્રસંગે ગોપાલાનંદ સ્વામી યજ્ઞમંડપમાં પધાર્યા; ત્યારે કોઇએ સ્વામીને પૂછ્યું કે “ સ્વામી, યજ્ઞનારાયણ કોઈને પ્રત્યક્ષ દર્શન દેતા હશે કે નહિ ? ” સ્વામી કહે, “ હા

આપે; મંત્ર ભણીને આહૂતિ આપનારા પુરુષ સમર્થ હોય તો ભગવાન તેમની આહૂતિ પ્રત્યક્ષ થઇને પણ લે." આ ઉત્તર સાંભળી સૌના અંતરમાં એક ઇચ્છા એ જ ઉદ્ભવી કે સ્વામી જેવા મહાપુરુષ જો આહૂતિ આપે તો જરૂર યજ્ઞ-નારાયણનાં દર્શન કરીએ. પછી સૌએ મળી સ્વામીને નમ્રતાથી વિનંતિ કરી, કે મહારાજ કૃપા કરીને આપ યજ્ઞ-મંડપમાં બેસી આહૂતિ આપો અને મંત્રોચ્ચાર કરો. સ્વામીએ સહુનો સદ્ભાવ જોઇને તેમના હિત ખાતર ભગવાન સ્વામિનારાયણનું સ્મરણ કરી યજ્ઞમંડપમાં આસન લીધું અને વેદમંત્રનો ઉચ્ચાર શરૂ કર્યો. સ્વામીની હોમેલી થોડીએક આહૂતિ યજ્ઞકુંડમાં પડી અને તેમની જ્વાળા નીકળી કે તેમાં પ્રત્યક્ષ યજ્ઞનારાયણ પ્રગટપણે જણાવા લાગ્યા અને સર્વને નયનગોચર રહી આહૂતિ લેવા લાગ્યા ! તે યજ્ઞનારાયણની પ્રતિમા જ્વાળા વધે ઘટે તેના પ્રમાણમાં તેવડી ભાસતી હતી. સર્વ જનોએ ઘણી વાર સુધી દર્શન કર્યાં ત્યાં સુધી સ્વામીએ મંત્રોચ્ચારણ કરી આહૂતિ શરૂ રાખી; જ્યારે સ્વામીએ આહૂતિ પૂર્ણ કરી ત્યારે યજ્ઞ-નારાયણ અદશ્ય થયા !

વડોદરામાં એક જ્યોતિષી બ્રાહ્મણ હતો તે વિદ્યાના મદમાં ઈર્ષ્યાથી ગરીબ બ્રાહ્મણોને હરકતો કરતો, સ્વામી એને જાણતા હતા. તે એક વખત ગોપાલાનંદ સ્વામી પાસે આવીને પોતાની બહુ વડાઈ કરવા માંડ્યો. સ્વામીને તે ગમ્યું નહિ; તેવામાં આવતી પૂર્ણિમાએ ચંદ્રગ્રહણ હતું તેની વાત નીકળી. સ્વામીએ આ ઉન્મત્ત વિપ્રનો ગર્વ ટાળવા માટે કહ્યું, કે તમે

ચંદ્રગ્રહણ થવાનું કહો છો, પણ તે થશે નહિ. એટલે તો સર્વના સમક્ષ એ ગર્વિષ્ટ બ્રાહ્મણે જ્યોતિષ વિદ્યામાં પોતાની વિદ્વત્તા જણાવવા માંડી અને શાસ્ત્રના આધારો બતાવી ચંદ્રગ્રહણ થવાનું છે એમ બળપૂર્વક સિદ્ધ કરવા માંડ્યું, છતાં સ્વામીએ તો એક જ વાત કહી કે ગ્રહણ થવાનું નથી. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે જો ગ્રહણ ન થાય તો હું મારી યજ્ઞોપવિત બાળીને પી જઇ સન્યાસી થાઉં; ત્યારે સ્વામી કહે તમારે કંઈ કરવાની જરૂર નથી અને ગ્રહણ તો નહિ જ થાય. આ હકીકત વાત વાતમાં બધે–શહેરમાં ફેલાઇ ગઈ. આ વખતે ગોપાલાનંદ સ્વામીની મહત્તા ઇશ્વરાવતાર સમાન વડોદરામાં મનાતી હતી, તેથી સૌ આશ્ચર્યપૂર્વક ગ્રહણનો નિર્ણય જોવા તત્પર થઈ રહ્યાં; અને સરકાર તરફથી પણ તે માટે કાળજી રાખવામાં આવી. પૂર્ણિમાને દિવસે તો દસ દસ ગાઉ સુધી તપાસ માટે સ્વારો મોકલવામાં આવ્યા. ગ્રહણ-ની રાત્રિએ લોકો સ્થળે સ્થળે એકઠા થઇ ચંદ્રની નિરીક્ષા કરવા લાગ્યા, પરંતુ મુકરર સમય વ્યતીત થયા છતાં ગ્રહણ જણાયું નહિ ! છેવટ લોકોએ રાત્રિનું જાગરણ પણ કર્યું, છતાં ગ્રહણનાં કંઈ ચિહ્ન જણાયાં નહિ; આથી પેલા ગર્વિષ્ટ બ્રાહ્મણનો ગર્વ છેક ઉતરી ગયો અને સ્વામીનો મહિમા વૃદ્ધિ પામ્યો. પછી જ્યારે ગોપાલાનંદ સ્વામી વરતાલ પધાર્યા ત્યારે તેમને નિત્યાનંદ સ્વામીએ પૂછ્યું, કે સ્વામી ! ગ્રહણ જેવો ઘણાં દાન પુણ્યનો દિવસ તમે કેમ બંધ કર્યો ? ત્યારે સ્વામી કહે, તે બ્રાહ્મણ અતિ અભિમાની, ઉદ્ધત અને વિઘ્નસંતોષી હતો તે માટે.

કશીયાભાઈ અગાન

વરતાલમાં જ્યારે લક્ષ્મીનારાયણ દેવનું મંદિર થતું હતું ત્યારે પેટલાદના અમીન કશીયાભાઈ નામે હતા, તેના હાથમાં મોટી હકુમત હતી. ગાયકવાડ સરકારના મહાલ તેઓ ઇજારે રાખતા અને તેમની હાક વાગતી. તે કરડો, દમામદાર, રાજકારસ્થાની અને કોઇને ગાંઠે નહિ તેવો સત્તાવાન પુરુષ હતો. દ્વેષબુદ્ધિને લીધે તેને સ્વામિનારાયણનું આવું મોટું મંદિર થાય તે રુચતું ન હતું, તેથી આડકતરી રીતે અનેક ઉપાધિઓ અને અંતરાયો કરાવતો. એક વખતે તેમનું કોઈ માણસ વરતાલ સભામાં આવેલ, તેને કશીયાભાઈના ખબર પૂછીને શ્રીહરિ એમ બોલ્યા, જે હિંદુનું મંદિર જોઈને રાજી ન થાય તે તો હિંદુ ન કહેવાય!' આ વાત તે માણસે કશીયાભાઇને કરી, તેથી તેને વિશેષ દ્વેષ ભરાયો અને અંતરમાં દાઝી ઉઠયો. હવે તેણે પ્રત્યક્ષપણે વિરોધ કરવા મંદિરના સર્વ સરસામાનનું દાણ ઠરાવ્યું તથા બીજી પણ અડચણો નાખવા માંડી. આ હરકતો દૂર કરવાની જરૂર પડી, એટલે કશીયાભાઈ પાસે કોઇને મોકલવાની શ્રીહરિએ ઈચ્છા જણાવી. સર્વાનુમતે ગોપાલાનંદ સ્વામીએ જવું એમ ઠર્યું. તેથી શ્રીહરિએ ગોપાલાનંદ સ્વામી તથા દાદાખાચરને જવા આજ્ઞા કરી. એથી સ્વામી દાદાખાચર સાથે પેટલાદ આવ્યા અને ઉતારો કરીને કશીયાભાઇ પાસે ગયા; પહેલાંથી ખબર કહેવડાવીને સ્વામી કચેરીમાં પેઠા. કચેરીમાં ચારે બાજુ ગાદી તકીયા વગેરેનો ઠાઠ ખૂબ હતો. તેની કચેરીમાં જનારના પગ પાછા પડતા જાય એવી તેની ધાક હતી, પરંતુ ગોપાલાનંદ સ્વામી તો

જે તરફ કશીયાભાઈ અમીન દબદબાથી બેઠા હતા તે તરફ ચાલ્યા. કશીયાભાઈની નજર સ્વામી તરફ ઠરી રહી હતી, પરંતુ સ્વામી સીધા ચાલતા જઇ તેમની સામેની ગાદી ઉપર જઇ પગ ઉપર પગ ચઢાવીને બેઠા ! સ્વામીની અલૌકિક પ્રતિભામાં કશીયાભાઈ સ્તબ્ધ બની ગયા ! તેમની અંતર્‌વૃત્તિઓ સિંહથી શિયાળ દબાય તેમ દબાઇ ગઈ ! તેમની પાસે મીર સાહેબ બેઠેલા હતા તેમની પણ તેવી જ સ્થિતિ થઇ ! થોડીવારે મીર સાહેબે સ્વામીને વિનયથી આગમનનું કારણ પૂછ્યું. સ્વામીએ ઉત્તર આપતાં જણાવ્યું કે અમારા મંદિરના માલનું દાણ માફ કરાવવા માટે આવ્યા છીએ. આ સાંભળી કશીયાભાઇએ અણગમો બતાવી કહ્યું, કે અમે કેટલુંક દાણ માફ કરીએ ? સ્વામી કહે, મંદિર પૂરૂં થતાં સુધીમાં જોઇતા માલ ઉપર થાય તેટલું. કશીયાભાઇ ફરી પ્રત્યુત્તર આપવાની હિંમત ન કરી શકયા ! પણ તેમણે બહાનું બતાવ્યું કે ઠીક ત્યારે તમે સાંજે આવજો. સ્વામી કહે. એમ નહિ, તમે સાંજે પોઢી જાઓ એટલે અમને ફોકટ ફેરો થાય; વળી કોઇ સ્ત્રી અડી જાય તો અમને ઉપવાસ પડે. આટલું સ્વામી જરા આકરા થઇને બોલ્યા. એટલે કશીયાભાઈ કંઇ બોલી શકયા નહિ અને ઢીલા પડી ગયા. પછી મીર સાહેબ પાસે હતા તેમણે સલાહ આપી એટલે તુર્ત દાણમાફીનો પાકો દસ્તાવેજ કરી આપ્યો. તે લઇને સ્વામી વરતાલ આવ્યા !

એક વખત કશીયાભાઇએ વરતાલના મંદિરમાંથી મંદિરનો પત્થર એક આરસનો મોટો પત્થર મોકલવાનો હુકમ

લખી તે લેવા ગાડું સાથે મોકલ્યું. દેવની સંસ્થા ઉપરનો આવો અવિચારી રાજસી હુકમ વાંચી આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ વગેરે નાખૂશ થયા; છતાં મોટા માણસનું અપમાન ન કરવા ખાતર દેવના પત્થરમાંથી એક પત્થર કાઢી આપ્યો. આ વાત ગોપાલાનંદ સ્વામીએ જાણી એટલે તેમનું અંતર બહુ કચવાયું. પરંતુ એ જ સમયથી પેટલાદમાં કશીયાભાઇને શરીરે અકસ્માત્ એટલો દાહ થવા લાગ્યો કે તે બહુ જ ગભરાયા. ઘણા ઘણા શીત ઉપચાર કર્યા પણ દાહ શમે જ નહિ! પછી કોઇએ શંકા કરી કે તમે વરતાલથી દેવનો પત્થર હુકમ કરીને મંગાવ્યો તેથી ત્યાં કોઇ મોટા પુરુષ નારાજ તો નહિ થયા હોય? કશીયાભાઇને આ શંકા સાચી જણાઇ, કેમકે તેમને એટલી તો શુદ્ધિ હતી કે સ્વામિનારાયણના શિષ્યો સત્પુરુષો છે. તુર્ત જ તેમણે મંગાવેલો આરસનો પત્થર ગાડે ચડાવી વરતાલ પાછો મોકલ્યો. વરતાલમાં આવીને કશીયાભાઇના માણસે બધી બનેલી બીના જણાવી; તેથી તેને સૌએ ગોપાલાનંદ સ્વામી પાસે જવા કહ્યું. તે માણસે સ્વામી પાસે આવી નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી પત્થર પાછો લાવ્યાની વાત કહી. સ્વામીએ આજ્ઞા કરી કે પત્થર જ્યાંથી લીધો હતો તે સ્થળે પાછો મૂકાવો. પેલા માણસે તે પ્રમાણે પત્થર મૂકાવ્યો, એટલે કશીયાભાઇને શરીરે દાહની નિવૃત્તિ થઈ ગઇ!

**વાઇનો દર્દી**

જુનાગઢ પાસેના એક ગામમાં ત્રણ ભાઇ કણબી હતા તેમાં એક ભાઇને વાઇનું દર્દ હતું. તે વખતોવખત ચક્કર આવવાથી પડી જતો.

ઘરનું કામકાજ તેનાથી થઇ શકતું નહિ. તેના ભાઇઓ પોતપોતાના કામમાં રહે ત્યારે પાછળથી સ્ત્રીઓ તેની સંભાળ બરાબર રાખતી નહિ. એથી તે ભૂખ અને દુઃખમાં અધમુઆ જેવો થઇ ગયો હતો. તેને જોઈ એક હરિજને દયા લાવી તેને સાથે લઈ જુનાગઢના મંદિરમાં લાવી મૂક્યો. ત્યાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તેમની ખાવા પીવા વગેરેની બરદાસ રખાવવા લાગ્યા. તે શરૂઆતમાં તો એક સ્થળે બેસી રહેતો. ધીમેધીમે ખોરાકથી અને સાધુઓની સંભાળથી તેનું શરીર સ્વસ્થ થયું, પણ વાઈનાં ચક્કર તો આવતાં જ હતાં. એવા સંયોગમાં ગોપાલાનંદ સ્વામી પોતાના પ્રતિવર્ષના નિયમ પ્રમાણે જુનાગઢમાં એક માસ રહેવા માટે પધાર્યા. પેલો વાઇવાળો માણસ શરીરે ઠીક થવાથી મંદિરનો ચોક વખતોવખત વાળતો.

એક વખતે તે ચોક વાળતો હતો તેવામાં તેમના માથામાં ચક્કર આવ્યું અને પડી ગયો. તેનું શરીર ખેંચાવા માંડયું. એ વખતે મંદિર ઉપર દર્શન કરવા જવાનો વખત હતો, એટલે બરાબર સમય જોઇને ગોપાલાનંદ સ્વામીને સાથે લઇ એ જ રસ્તે ગુણાતીતાનંદ સ્વામી ચાલ્યા; તેથી પેલા ચક્કર ખાઇને પડેલા કણબી તરફ ગોપાલાનંદ સ્વામીની દૃષ્ટિ પડી અને થોભ્યા. પૂછગાછ કરી તેથી તેની અતિ દુઃખી સ્થિતિની હકીકત કહીને ગુણાતીતાનંદ સ્વામીએ એમના પર કૃપા કરવા વિનંતિ કરી. એ સાંભળી સ્વામી ઘડીભર પેલા દર્દી સામે એક મીટે જોઈ રહ્યા. એટલામાં તે માણસને શુદ્ધિ આવવાથી ઉઠયો અને સૌના કહેવાથી

સ્વામીને પગે પડ્યો. તેને ઉઠાડીને સ્વામી કહે, તેં કેટલાંક વર્ષ પહેલાં એક કુતરાના બચ્ચાને ગળે દોરી બાંધી કુવામાં ઉતારેલું તેથી તે મરી ગયું હતું; એને લીધે આવો વ્યાધિ થયો છે. પરંતુ જા, હવેથી ભગવાનનું ભજન કરજે, તે સારૂં કરશે. કણબીને સ્વામીના કહેવાથી પોતાનું પાપ યાદ આવ્યું અને દીન થઇ સ્વામીના ચરણમાં પડ્યો. ત્યાર પછીથી તેનું દર્દ બીલકુલ જતું રહ્યું અને સારો હરિભક્ત થઈ સુખી થયો !

**મહુધાનો બ્રાહ્મણ**

મહુધા ગામમાં એક બહુ ગરીબ પણ સુશીલ બ્રાહ્મણ હતો. તેને ગોપાળાનંદ સ્વામી ઉપર અત્યંત ભક્તિભાવ હતો અને તેમને પોતાના પરમ ગુરુ માનતો. જ્યારે જ્યારે સ્વામીનું આગમન આસપાસમાં પણ સાંભળે ત્યારે ત્યારે દોડીને જતો અને બનતી પરિચર્યા પ્રેમથી કરતો. સ્વામીની પણ તેમના પર સારી કૃપાદૃષ્ટિ હતી. બ્રાહ્મણની સ્ત્રી ગુજરી ગઈ હતી, માત્ર મા વગરનો એક છોકરો હતો તેને તેણે ઉછેરીને મોટો કર્યો હતો. બ્રાહ્મણે કાળના યોગે જ્યારે મૃત્યુવશ થવાની તૈયારી કરી, ત્યારે તેણે પોતાના છોકરાની સોંપણ પોતાના પરમ શુભેચ્છક ગુરુ ગોપાળાનંદ સ્વામીને જ કરી. એમના મનથી જગતમાં એને બીજું કોઈ વાલેશ્રી નહોતું. એના અંતરમાં ખાતરી હતી કે છોકરાને સ્વામી સંભાળશે; એટલે સર્વ ફીકર તજી દઇને તે શાંતિથી મૃત્યુ પામ્યો.

ત્યારપછી સ્વામીએ એ બ્રાહ્મણના પુત્રને બોલાવીને આશ્વાસન આપ્યું, અને પૂછી જોયું કે તારે લગ્ન કરવાં છે

કે અમારી પેઠે ત્યાગી થવું છે; તારી શી ઇચ્છા છે ? ત્યારે તેણે કહ્યું, કે મારે ત્યાગી તો થવું નથી, સંસારમાં રહીશ. સ્વામી કહે ઠીક. પછી હરિજનોને ભલામણ કરી સ્વામીએ તેમને નિભાવવા માંડ્યો, એટલું જ નહિ પણ હરિજનોએ તેની ઉમર થયે લગ્ન પણ કરાવી આપ્યાં. હવે તે બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમી થયો. તે ભિક્ષાવૃત્તિ વગેરેથી પોતાનો ગરીબ વ્યવહાર ચલાવતો; અને ગોપાલાનંદ સ્વામી પ્રત્યેનો ભક્તિ-ભાવ જે તેના બાપ તરફથી વારસામાં જ મળ્યો હતો તે તેણે ટકાવી રાખ્યો.

કેટલોક સમય વીત્યા બાદ તે બ્રાહ્મણની સ્ત્રીને ભારે માંદગી લાગુ પડી અને પ્રતિદિન તેમાં વધારો થતાં એક દિવસે તે મરણ પામી. પોતે ઘરમાં એકલો જ હતો અને આમ મરણ પામેલી સ્ત્રીને જોઇ, દુઃખીયો થઇને ખૂબ ગભરાયો અને વિચારશૂન્ય જેવો થઇને બેઠો. તેવામાં તેને સ્વામીનું સ્મરણ થયું. એ વખતે સ્વામી નજીકના ગામે હતા તે તે જાણતો હતો; એટલે સ્ત્રીના શબને ઢાંકી દઇ, કોઇને કશી હકીકત જણાવ્યા સિવાય ઉતાવળે દોડ્યો, તે પૂરપાટ સ્વામી પાસે આવ્યો. સ્વામીને જોતાં જ પ્રણામ કરીને રડી પડ્યો. અને પિતા પાસે પુત્ર જેમ દુઃખ ગાય તેમ સ્વામીને તેણે સ્ત્રીના મરણની વાત જણાવી. સ્વામીને પણ દયા આવી અને તેને ધીરજ દઇને કહ્યું, કે 'બનવાનું હતું તે બન્યું માટે જાઓ તેમને અગ્નિસંસ્કાર કરો,' પણ બ્રાહ્મણ તો એટલો વ્યાકુળ થયેલો કે તેણે તો સ્ત્રીને જીવાડવાની માગણી કરવા માંડી ! સ્વામીએ તેને બહુ સમજાવ્યો કે મરી જાય તે પાછું જીવે

નહિ, માટે જાઓ તેની ક્રિયા કરો. પરંતુ બ્રાહ્મણે તો કલ્પાંત જ કરવા માંડયું અને ચરણમાં લોટી પડયો. તેણે એક જ આગ્રહ ધર્યો કે તમે મારો કાં તો જીવાડો, પણ હું અહિંથી જઇશ નહિ. મારા પિતાએ આપના હાથમાં મને સોંપ્યો છે માટે હું કેમ દુઃખી થાઉં ? એમ કહેતો તે અતિ દીન અને લાચાર થઈ ગયો ! સ્વામીનું અંતર દયાથી ઉભરાઈ આવ્યું ! ગરીબ બ્રાહ્મણની અધવચ્ચે ઘરભંગ થયાની દુઃખપૂર્ણ કાકલુદી સાંભળી, સ્વામી શરણાગતની પીડા સહી ન શકયા ! અનુગ્રહનાં મોજાં એ મહાન હૃદયસમુદ્રમાં ઉછળવા લાગ્યાં અને નેત્રથી કૃપાની ઝડી વરસવા લાગી ! સ્વામીનું અપાર દિવ્ય સામર્થ્ય જાણનારને એ વખતની મુદ્રા જોઇને એમજ લાગી જાય કે અત્યારે કૃપાના પાત્રનો બેડો પાર છે ! સ્વામીએ ઘડીભર વિચાર કરી બ્રાહ્મણને સાવધ કરીને કહ્યું, કે તમે ઘેર જાઓ, તમારી સ્ત્રીને તાળવે ઘી ઘસો અને પછી આવજો. કોઇને વાત ન કરશો. બ્રાહ્મણને સ્વામીમાં પૂર્ણ શ્રદ્ધા હતી, એટલે તે તુર્ત જ ઘર ભણી ચાલ્યો અને ઉતાવળો ઘેર આવી, ઢાંકી મુકેલી સ્ત્રીના મસ્તકે ઘી ઘસવા લાગ્યો; એટલે તુર્ત સ્ત્રીના શરીરમાં પ્રાણનો સંચાર થયેલો જણાયો. આથી બ્રાહ્મણ બહુ જ આનંદ પામ્યો. સ્ત્રી સારી રીતે શુદ્ધિમાં આવી ત્યારબાદ તેમની યોગ્ય પરિચર્યા કરીને બીજે દિવસે તે પાછો સ્વામી પાસે આવ્યો અને સભા વચ્ચે જ સ્વામીને આ હકીકત કહી. બ્રાહ્મણે વાત આમ જાહેરમાં મુકી તેથી સ્વામીએ તેને ખૂબ ઠપકો આપ્યો.

સારંગપુરમાં જીવાખાચર નામે એક અનન્ય કાઠી હરિભક્ત હતા, તેમની સહાય માટે તથા સારંગ-

**સારંગપુરના હનુમાન**

પુર સ્થળ પ્રભુકૃપાથી મહિમાવાન હતું એ બંને કારણથી વાઘા ખાચરની નમ્ર પ્રાર્થના લક્ષમાં લઇ ગોપાલાનંદ સ્વામીએ ત્યાં કષ્ટભંજન નામે પ્રતાપી હનુમાન સ્થાપ્યા. હનુમાનની મૂર્તિ ઘડનાર કડીરો કાનો કારીગર ન હતો. સ્વામીએ તેને ચિત્ર દોરીને આકૃતિનો ખ્યાલ આપી મૂર્તિ તૈયાર કરાવી. પછી વિધિપુરઃસર પ્રતિષ્ઠા કરાવીને નૈષ્ઠિક બ્રહ્મચારીઓ શુકાનંદમુનિ તથા ગોવિંદાનંદ સ્વામી પાસે હનુમાનની આરતી ઉતરાવી. આ સમયે સ્વામી લાકડીના છેડા ઉપર હડપચી ટેકવી એક તીક્ષ્ણ દૃષ્ટિપાતથી હનુમાન સામે જોઈ રહ્યા હતા; તેવામાં કષ્ટભંજનની મૂર્તિ થરથરાટ કંપી ઉઠી! ધોલેરાના ગીરાશીયા ભોજાભાઈ તે વખતે સ્વામી પાસે જ ઉભા હતા. તેમણે સ્વામીને વિનંતિ કરી, કે સ્વામી! આસપાસનાં મોટાં મંદિરોના દેવ વચ્ચે હનુમાનમાં આટલો પ્રતાપ બસ છે; વિશેષ ન મૂકો. આથી સ્વામીએ દૃષ્ટિ ખેંચી લીધી. એ કષ્ટભંજન હનુમાનજીએ વાઘા ખાચરની અનેક કષ્ટોથી રક્ષા કરી છે. તેમજ ઘણાં મનુષ્યોનાં દુઃખ નિવાર્યા છે. વર્તમાન કાળે પણ સારંગપુરના કષ્ટભંજન હનુમાન દેશ પ્રદેશમાં અતિ પ્રતાપી દેવ તરીકે સુપ્રસિદ્ધ છે. તેમને આશ્રયે આવી અનેક પીડિત જનો ઉપાધિમુક્ત થઇ શાંતિ મેળવે છે.

**સેવાનો અનુગ્રહ**

એક સમયે સ્વામી બળદગાડીમાં બેસી સારંગપુરથી ગઢડે જવા નીકળ્યા. રસ્તે કેટલેક અંતરે ગયા પછી વરસાદ થયો અને કીચડમાં ગાડી ચાલી શકે તેમ રહ્યું નહિં. એટલે નીરુભાએ

ગાડીને પાછી વાળીને સૌ સાથે સ્વામી પણ પગપાળા ચાલ્યા અને એમ ને એમ ગઢડે પહોંચ્યા. સ્વામીનું સુકોમળ અને કૃશ શરીર આ મુસાફરીથી બહુ શ્રમિત થઇ ગયું. પગમાં ગાંઠો જામી અને આખું અંગ સજ્જડ ભરાઈ આવ્યું. જ્યારે રાત્રે સ્વામી સૂતા ત્યારે એક જુવાન સાધુએ આવી સ્વામીના પગ ચાંપવા માંડયા. અતિશય થાકમાં આ સેવા યોગ્ય સમયની અને અનુકૂળ થઇ. સ્વામીએ તેમને પગ ચાંપવા દીધા અને એથી જે શાંતિ થઇ તેમાં ને તેમાં સ્વામીને નિદ્રા આવી ગઇ. પગચંપી કરનાર સાધુએ તો સ્વામીનો મહિમા જાણીને ચાંપવાનું શરૂ જ રાખ્યું. એમણે તો પોતાનું મહદ્ ભાગ્ય માન્યું કે આવો વખત મને કયારે પ્રાપ્ત થાત ! આમ પગચંપી ચાલુ રહી, ને સ્વામી થાકને પરિણામે ગાઢ નિદ્રામાંથી છેક સવારને વખતે જાગ્યા. જુએ છે તો સાધુ બેઠા પોતાના પગ ચાંપે છે ! સ્વામીએ આશ્ચર્યથી પૂછ્યું કે સાધુ પુરુષ ! તમે ફરી અત્યારે ઉઠીને પગ ચાંપવા આવ્યા છો કે શું ? સાધુ કહે ના મહારાજ, હું અહિંથી ગયો જ નથી. સ્વામી કહે, શું આખી રાત્રિ આમ પગ ચાંપતા બેસી રહ્યા ? તમે સૂઇ કેમ ન ગયા ? સાધુ કહે આપને બહુ થાક હતો તથા આપની આજ્ઞા સિવાય પણ કેમ ઉઠાય ? વળી આપને સુખે નિદ્રા આવી ગઈ હતી અને હું એમને એમ ખસી જાઉં તો જાગી જાઓ માટે હું પગ ચાંપતો બેસી રહ્યો. સ્વામી પ્રસન્ન વદને બોલ્યા, કે સાધુ પુરુષ તમારી સદ્‌વૃત્તિ અને તમારા સેવાભાવને ધન્ય છે ! તમે આખી રાત્રિ થાક કે ઉંઘ ગણ્યા સિવાય બેસી રહ્યા એથી હું બહુ રાજી થયો છું; માટે તમને કંઈ મારા

તરફથી માગવાની ઇચ્છા હોય તો કહો. સાધુ પણ સાચા સાધુ જ હતા. સ્વામિનારાયણ ભગવાનના સંઘમાં જગતના વૈભવને લાત મારી અક્ષર પ્રાપ્તિની ઉત્કટ ઇચ્છાવાળા પુરુષો આવી વસતા હતા, તેમાંના જ આ સાધુ હતા. તેમણે વિચાર્યું કે સ્વામી જેવા સદ્‌ગુરુની પ્રસન્નતાનો દુર્લભ લાભ ચુકવો નહિ. તેમણે સ્વીકારેલી સાધુતામાં અંતરાય કરતા દોષોને નિર્મૂળ તો કર્યા જ હતા, પરંતુ શારીરિક વયની સ્વાભાવિકતાથી કોઈ વખત તેમને સ્વપ્નપાતનો ઉપવાસ કરવો પડતો હતો, આથી તેનું અંતર બળ્યા કરતું હતું. તે પૂર્ણ નિષ્કામ થવાની સાધના કર્યા કરતા, છતાં એ શારીરિક દોષ છેક નિવૃત્તિ પામ્યો ન હતો. તેથી તેમણે અતિ દીન થઇને નિખાલસપણે સ્વામી પાસે વર માગ્યો, કે " મારામાં સ્વપ્નપાતનો પણ દોષ ન રહે એવું મન, વાણી અને શરીરથી દૃઢ નિષ્કામી વર્તમાન સિદ્ધ થાય એવી કૃપા કરો" સ્વામી તેમની નાની ઉમરમાં પણ આવી ઉત્કટ ધર્મવૃત્તિ અને સાધુતા જોઈ વિશેષ પ્રસન્ન થયા, અને બહુ હર્ષપૂર્વક એ આશીષ આપી. આ કૃપાના પ્રસાદથી એ સાધુ ત્યાર પછી સર્વ દોષથી અલિપ્ત થઈ પૂર્ણ નિષ્કામીપણાથી જીવિત પર્યંત રહ્યા ! અને સ્વપ્નમાં પણ તેમને રંચ જેટલા દોષે બાધ કર્યો નહિ ! !

**જૈનમુનિ નેગીવિજયજી**

બોટાદ ગામમાં જૈનોનું પ્રબળ સારૂં હતું, છતાં ભગવાન સ્વામિનારાયણનું અલૌકિક ઐશ્વર્ય જોઇ ભગા દોશી જે જૈન વણિક હતા તે સત્સંગી થયા હતા. પણ તેમને જૈન વર્ગ તરફથી કેટલીક મુસીબતો હર વખત સહન કરવી પડતી. એક વખતે

કાઠિયાવાડમાં પોતાની વિદ્વત્તાથી પ્રસિદ્ધ થયેલા જૈનના પૂજ્ય નેમીવિજયજી બોટાદમાં આવ્યા. તેમણે ભગા દોશી વગેરેને ગભરાવવા માંડયા કે આ પાંચમા આરામાં ભગવાન હોય જ નહિ; તમે સ્વામિનારાયણમાં વિશેષ શું જોયું? તેમને અહિં બોલાવો અને હું તેને જોઈલઈશ! તમને બધાને એનું શિષ્યત્વ છોડાવું તો જ હું જૈનમુનિ સાચો! આ રીતે તેણે ખૂબ ધાંધલ મચાવ્યું. છેવટે બહુ ઉપાધિ થવાથી ભગા દોશીએ ગોપાલાનંદ સ્વામી સારંગપુર હતા ત્યાં માણસ મોકલી પત્રમાં બધી વિગત જણાવી, તુરત પધારવા વિનંતિ કરી. સ્વામીએ પત્ર વાંચી સ્થિતિ વિચારી, કે આ પ્રસંગે નહિ જવાય તો બોટાદ જેવા સ્થળમાં જૈનમુનિ સત્સંગ વિષે ઘણા ખોટા ખ્યાલો ઉભા કરી દેશે; તેમજ વણિક હરિજનોને બહુ ઉપાધિ થશે. તેથી સત્સંગની અને હરિજનની પ્રતિષ્ઠાને ખાતર જવું જોઇએ, આમ ધારી તુરત ગાડી જોડાવી સ્વામી ચાલી નીકળ્યા.

બોટાદની બજારમાં સ્વામીની ગાડી આવી તે વખતે જૈન ઉપાશ્રયના આગલા દ્વારમાં બે હાથે બે તરફની સાખ ઝાલીને જૈનમુનિ નેમીવિજયજી ઉભા છે. ગાડી ત્યાં આવી પહોંચી એટલે માણસોના કહેવાથી ત્યાં જ બંને પુરુષોને પરસ્પર પીછાન થઈ. સ્વામીએ તુર્ત ગાડી ઉભી રખાવી અને ઉપાશ્રય પાસે ગાડીમાંથી ઉતરી ગયા. એટલામાં માણસોની મેદની ભરાઈ ગઇ. સ્વામીએ જૈનમુનિને શાંતિથી પૂછ્યું, કે તમે સત્સંગ વિરુદ્ધ શા માટે પ્રવૃત્તિ કરો છો? જૈનમુનિએ જરા કરડાઇથી કહ્યું, કે તમે કોણ છો?

સ્વામીએ તેમના અવિવેકનો એવો ઉત્તર આપ્યો, કે અમે તો જગતના જીવના ભગવાન છીએ. જૈનમુનિ કહે ત્યારે સ્વામિનારાયણ કોણ છે? સ્વામી કહે તે તો અમારા પણ ભગવાન છે. આથી જૈનમુનિએ હાંસી કરી કહેવા માંડ્યું, કે તમે આવો દંભ કરો છો તે તમારામાં એવું શું ભગવાનપણું પેસી ગયું છે, તે બતાવો એટલે હું જોઉં તો ખરો! તમારૂં ગપ મારી પાસે નહિ ચાલે! જૈનમુનિનાં આવાં ઉદ્ધત વચનોથી સ્વામીએ સ્થિર થઈ જઈ સામેના ઓટલા પર બેસી તેમની સામે એક દૃષ્ટિ સાંધી; તેવામાં જૈનમુનિના ભાષણનો પ્રવાહ એકદમ અટક્યો! અને તેની આંખો જેમની તેમ મટકા રહિત થઈ ગઈ! તેના બંને હાથ જેમના તેમ બારણાની સાખો પર ચોટી રહ્યા! આમ નિશ્ચેષ્ટ સ્થિતિ થઈ ગઈ! સર્વ લોકોએ જોયું કે જૈનમુનિ માત્ર પુતળા સમાન જડવત થયેલ છે. આથી ચર્ચા ચાલવા માંડી કે સ્વામી કોઈ જાદુગાર છે અને તેણે ચોટ નાખી છે! એમ કહેતા કેટલાક જૈનો ભીતિભર્યા સરી જવા લાગ્યા; ત્યારે કેટલાક કુતુહલ જોવા ભેગા થવા લાગ્યા. આમ કેટલોક વખત વીત્યો, ત્યારે લોકોએ સ્વામીને વિનંતિ કરી, કે જૈનમુનિની આ સ્થિતિ છોડાવો. એથી સ્વામીએ ફરી તેના તરફ દૃષ્ટિ કરી એટલે જૈનમુનિ શુદ્ધિમાં આવ્યા; પણ હવે તો તેણે તુર્ત દોડીને સ્વામીના ચરણમાં પ્રણામ કર્યા અને કહ્યું, કે તમે જેવા કહો છો તેવા જ સમર્થ છો. મારો અપરાધ ક્ષમા કરજો; હું આજથી તમારા સંપ્રદાયની નિંદા છોડી દઉં છું.

લોકોએ બહુ જીજ્ઞાસાથી જૈનમુનિને પૂછ્યું; ત્યારે તેણે

જણાવ્યું કે મેં સમાધિમાં જઇ જૈન તીર્થંકરોનાં દર્શન કર્યાં અને તેમણે આ મહાપુરુષોની મહત્તા મને કહી છે; તથા શુદ્ધિમાં આવતાં પહેલાં બીજું દર્શન મને યમપુરીનું થયું, તેમનાથી મને ઘણી વેદના સહન કરવી પડી છે, આ સત્સંગની નિંદા કરવી એ અજ્ઞાન છે એમ મને આજ સમજાયું છે. લોકોમાં આથી સત્સંગનો પ્રતાપ ખૂબ વધ્યો અને બોટાદ કે જ્યાં સત્સંગનો પ્રવેશ થવો મુશ્કેલ હતો તે સત્સંગનું બળવાન સ્થળ બન્યું. ભગા દોશીની પ્રતિભા પણ એટલી વધી કે બીજે કેટલેક સ્થળે જૈનવર્ગ તરફથી થયેલી ઉપાધિનું શમન તેમનાથી તુર્ત થઈ જતું. હજુ સુધી એ પ્રતિભા અને પ્રતિષ્ઠા ભગા દોશીના વંશમાં ઉતરતી આવી છે.

**બે ગાદીના મધ્યસ્થ અને શ્રીજીના પ્રતિનિધિ**

ભગવાન સ્વામિનારાયણે પોતાના સર્વ આશ્રિતોના ધર્મરક્ષણ હેતુથી શ્રી. રઘુવીરજી મહારાજ તથા શ્રી. અયોધ્યાપ્રસાદજી મહારાજને વરતાલ અને અમદાવાદની ગાદીઓ પર સ્થાપી સમાન દેશવિભાગ વગેરે વહેંચણ કરી આપી. તે સાથે સદ્ગુરુ નિત્યાનંદ સ્વામીને વરતાલમાં અને સદ્ગુરુ બ્રહ્માનંદ સ્વામીને અમદાવાદમાં રહેવા આજ્ઞા કરી; પરંતુ બંને આચાર્યોના મધ્યસ્થ તરીકેની તેમજ સમગ્ર સંપ્રદાયની વ્યવસ્થાની જવાબદારી સદ્ગુરુ ગોપાલાનંદ સ્વામી ઉપર મૂકી હતી; તથા શ્રીહરિએ સ્વધામ પધારવા અગાઉ આચાર્યો, સદ્ગુરુઓ, હરિજનો સર્વને ગોપાલાનંદ સ્વામીની આજ્ઞામાં વર્તવાની ભલામણ કરી, સત્સંગમાં પોતાના પ્રતિનિધિ

તરીકે સ્થાપન કર્યા હતા. ગોપાલાનંદ સ્વામીએ પણ એ પ્રતિનિધિ પદની જવાબદારી જીવિત પર્યંત અણીશુદ્ધ રીતે પાર પાડી સંપ્રદાયનું નિયમન સુદૃઢ કર્યું. તેઓશ્રીના સમાગમથી, તેમની અલૌકિક જ્ઞાનવાર્તાથી અને કૃપાદૃષ્ટિથી પણ અનેક આત્માઓ બળવાન બની અક્ષરના અધિકારી થયા.

યોગવિદ્યા

સ્વામીએ અષ્ટાંગયોગ સિદ્ધ કર્યો હતો, છતાં તેનો ઉપયોગ બીજા યોગીઓની પેઠે કેવળ ઐશ્વર્યાર્થે નહિ, પણ ભગવાનના સ્વરૂપમાં સંલગ્ન થવામાં તથા અન્યના કલ્યાણમાં જ કર્યો હતો. કોઈ એક વિપ્ર યોગ સાધવાની ક્રિયામાં પ્રાણનો નિરોધ કરી એકાંતમાં બેઠેલો, તેવામાં ઉપર મૂકેલું વાસણ બિલાડીએ નીચે પાડયું; તેથી તે ચમકયો અને પ્રાણની ગતિ અવ્યવસ્થિત થઈ ગઈ, જેથી તેને અતિશય વેદના થવા લાગી. તે સમયે ગોપાલાનંદ સ્વામી ત્યાં આવતાં તેમની હકીકત જાણીને તેમને પ્રથમની પેઠે પ્રાણાયામમાં બેસાડયો અને પોતે પણ પ્રાણનો નિરોધ કર્યો, પછી પેલો વિપ્રના પ્રાણને પોતાના પ્રાણના બળથી ખેંચ્યા તેથી વિપ્રની વેદના તુર્ત શાંત થઈ અને પ્રાણ સ્થાનમાં આવી ગયા.

આ સિવાય શ્રીહરિ અક્ષરમાં પધાર્યા પછી તેમના પ્રતિલોમ વગેરે ધ્યાનની રીતો બતાવીને સ્વામીએ અનેકને ભગવાનની મૂર્તિમાં જોડી દીધા હતા. તેમજ શ્રીહરિના સ્વરૂપનું યથાસ્થિત જ્ઞાન આપી ઘણાની કાચપ ટાળીને સાચા સત્સંગી કર્યા હતા. યોગીઓ એકલા પ્રાણનો નિરોધ કરી શરીરમાંહેનાં ચક્રો ભેદે છે, તે સ્થળે સ્વામીએ મૂળાધાર

ચક્રથી જ મૂર્તિની ધારણાવડે ચક્રો ભેદવાની સુગમ પદ્ધતિ બતાવી હતી.

જ્ઞાનસમૃદ્ધિ

સુધાસિંધુ (વચનામૃત) લખનાર સદ્‌ગુરુઓમાં એક ગોપાલાનંદ સ્વામી હતા. વચનામૃતનો સંગ્રહ નિત્યાનંદ સ્વામીએ કર્યો અને તેનું શોધન ભગવાન સ્વામિનારાયણની આજ્ઞા તેમજ અભિપ્રાય પ્રમાણે શુકાનંદ મુનિએ કર્યું હતું, છતાં શુકમુનિ એમ બોલેલા કે આ વચનામૃતો ગોપાલાનંદ સ્વામીએ સમજાવ્યાં ત્યારે તે જેમ છે તેમ મને સમજાયાં!

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને જ્યારે જુનાગઢના મંદિરના મહંત તરીકે જવા માટે શ્રીજી મહારાજે આજ્ઞા કરી, ત્યારે તેમણે બદલામાં એક વચન શરત તરીકે વિનંતિ કરીને માગી લીધું, કે મહારાજ! હું ત્યાં જાઉં, પણ દર વર્ષે એક માસ ગોપાલાનંદ સ્વામી મારી પાસે વાતો કરવા રહે એમ અનુગ્રહ કરો. આથી શ્રીજી મહારાજે પ્રસન્ન થઇને ગુણાતીતાનંદ સ્વામીને એ લાભ આપવાનું સ્વીકારીને એક માસ પ્રતિવર્ષ જુનાગઢ રહેવા ગોપાલાનંદ સ્વામીને કહ્યું હતું. ગોપાલાનંદ સ્વામીએ આ આજ્ઞા જીવિત પર્યંત પાળી હતી. કદાચ કોઇ સત્સંગનાં અગત્યનાં કાર્યોમાં એક વર્ષે ન જઈ શક્યા હોય તો બીજે વર્ષે સ્વામી બે માસ જુનાગઢ રહેતા.

સ્વામીનો ઉપદેશપ્રવાહ એટલો ગંભીર, જ્ઞાનપૂર્ણ, સર્વદેશી અને ઉંડી અસર કરનારો હતો કે તે સાંભળીને અનેક જનોનાં ઇંદ્રિયો-અંતઃકરણ વિશ્રામ પામી જતાં હતાં;

અને જીવનની દિશા સમૂળગી બદલાઇને પ્રભુપરાયણ સ્થિત-પ્રજ્ઞ સમી થઈ જતી હતી. દૂર દૂર દેશના હરિજનોની ઠઠ સ્વામી પાસે નિરંતર જ્ઞાનવાર્તા સાંભળવા માટે ભરાયેલી જ રહેતી. અને સૌને સ્વામી પાસે જઇને આવતાં અંતરમાં અલૌકિક બળ મળતું. સ્વામીની કૃપાની ચાહના એ વખતના મોટા મોટા પુરુષો પણ ઇચ્છતા અને આચાર્ય મહારાજો પણ સ્વામીની મરજીને અનુસરતા. શરીરના રોગી, અંતરના રોગી કે આત્માના રોગી સર્વના એ મહાન ધન્વંતરી હતા. શ્રીજી મહારાજની ગેરહાજરીમાં સંપ્રદાયનાં સુવ્યવસ્થા અને વિસ્તાર કરવામાં સ્વામીની જ્ઞાનવાર્તા તથા તેમના અદ્‌ભુત ઐશ્વર્યે ખૂબ સમાસ કર્યો અને એક મહાન સંપ્રદાયની ધુરા ઉત્તમ પ્રકારે વહન કરી. સ્વામી જ્યારે જ્ઞાન-વાર્તા કરતા ત્યારે જાણે અંતરમાંથી માયિક ભાવનાં મૂળ તૂટતાં હોય તેમ અનુભવ થતો.

બોટાદના શ્રીમંત શેઠ શિવલાલભાઈ સ્વામી પ્રત્યે ખૂબ ગુરુભાવ રાખતા. તેમને સ્વામીના સમાગમનું વ્યસન પડી ગયું હતું. એક વર્ષે તેમણે સારો ખર્ચ કરીને નવી હવેલી બંધાવી, તેમાં એટલા બધા તલ્લીન થઇ ગયા કે તેમને નિરંતર એ હવેલીનું રટન થઈ ગયું. પછી તે પર-વારીને સ્વામી પાસે આવ્યા. સ્વામીએ તેમનું ઉપાધિગ્રસ્ત ચિત્ત પારખીને જ્ઞાનવાર્તાનો વેગ એવો લગાડી દીધો કે થોડા દિવસ પછી શેઠને કોઇએ ખબર આપ્યા કે આપની નવી હવેલી આગથી બળી ગઈ! તે સાંભળી તેમના અંતરમાં ગ્લાનિ સરખી પણ ન થઈ! જ્યારે સ્વામીએ શેઠને કહ્યું

કે શિવલાલ તમારી સુંદર હવેલી તો બળી ગઇ ! ત્યારે તે બોલ્યા કે સ્વામી તમે જ અહિં અંતરમાંથી બાળી નાખી હતી એટલે હવે તેનું મને કંઈ નથી; પણ જો તમારી પાસે ન આવ્યો હોત તો મને શું થાત તે કહેવાય નહિ.

સ્વામીના ઉપદેશામૃતમાંથી થોડા ઉતારા નીચે આપ્યા છે.

" જે વર્તે છે તેને મુમુક્ષુને સમજાવતાં આવડે છે ને બીજાને ન આવડે. "

" વર્તવું તે તો પેટ કટારી જેવું કઠણ છે. "

" શ્રેષ્ઠ થાવાની ઇચ્છા રાખવી ને શાસ્ત્રના સિદ્ધાંતને મહત્પુરુષના સિદ્ધાંત એ બેયને મેળવવા, જો એક સિદ્ધાંત થાય તો એ મહત્પુરુષનો વિશ્વાસપૂર્વક સંગ કરવો. "

" વેગવાન ન થાવું ને શાંત થાવું, વેગવાનને શાસ્ત્ર સમજાતું નથી. "

" જેટલી સમજણમાં કાચપ છે તેટલી તો દેહ મુકયા. પછી પણ નડશે, એ વાર્તા સત્ય છે."

" જે બુદ્ધિએ કરીને પંચ વિષયને વિષે બંધાય નહિ તેને મુક્તબુદ્ધિ કહીએ. "

" મહત્પુરુષનો સર્વ પ્રકારે વિશ્વાસ રાખીને સમાગમ કરવો એ કસર માત્ર ટાળ્યાનો એક ઉપાય અતિશય બળવાન છે. "

" આત્મજ્ઞાનને વૈરાગ્યાદિક સર્વ સાધન છે તે માહાત્મ્યે સહિત જે ભક્તિ તેને અર્થે છે. "

" વૈરાગ્યવાનને તો સહેજે નિયમ રહે છે ને મંદ વૈરાગ્યવાનને તો નિયમ દઢપણે રાખવા. "

" ઉપાસ્ય; ઉપાસક અને સ્થાનકની શુદ્ધતાએ કરીને અતિ ઉત્તમ થવાય છે. "

આ પ્રમાણે ગોપાલાનંદ સ્વામીએ ભગવાન સ્વામિનારાયણની પ્રસન્નતા માટે પોતાના અપ્રતિમ ઐશ્વર્ય સહિત સમગ્ર જીવન સમર્પણ કરી જીવનયજ્ઞ સફળ કર્યો, અને સત્સંગની અત્યુત્તમ સેવા બજાવી પરમ સત્પુરુષનું સુંદર દૃષ્ટાંત પ્રત્યક્ષ કરી આપ્યું. સત્સંગની સુઘટિત વ્યવસ્થા અને પ્રણાલિકા મોટે ભાગે ગોપાલાનંદ સ્વામીને આભારી છે.

સ્વામીનો ગ્રંથસમુદાય પણ પ્રબળ, શિષ્ટ અને વિશાળ છે. તેઓશ્રીએ સંસ્કૃતમાં ભાષ્યો, ટીકાઓ, તેમજ સ્વતંત્ર મળીને ૧૯ ગ્રંથો તથા પ્રાકૃત ભાષાના ૬ ગ્રંથો મળીને ૨૫ ગ્રંથોનું વિપુલ સાહિત્ય સંપ્રદાયને ભેટ કર્યું છે, તેની નોંધ આ સાથે છે.

સંવત ૧૯૦૮ના વૈશાખ વદ ૫ ના રોજ સ્વામી આ સત્સંગને વીલો મુકી મહાન યોગીને છાજે તેવા અતિ પ્રતાપે યુક્ત સ્વતંત્રપણે વરતાલ મુકામે અક્ષરનિવાસી થયા.

## સદ્‌ગુરુ ગોપાલાનંદ સ્વામીના ગ્રંથો અને લેખોની નોંધ

<u>સંસ્કૃત</u>

૧ વિષ્ણુયાગપદ્ધતિ
૨ વિવેકદીપ
૩ શ્રી હનુમત્પૂજાવિધિ
૪ શ્રી ધર્મદેવપૂજાવિધિ
૫ શ્રી ભક્તિદેવીપૂજાવિધિ
૬ ષોડશોપચાર પૂજા
૭ શ્રી વિષ્ણુપૂજાવિધિ
૮ શ્રી કૃષ્ણપૂજાવિધિ
૯ ભક્તિસિદ્ધિ
૧૦ હરિભક્તનામરત્નાવલ્યામ્ (નામ માલા)
૧૧ દ્વૈપાયનીય સૂત્રાર્થ દીપ
૧૨ ઈશાવાસ્યોપનિષદ્‌નું ભાષ્ય
૧૩ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું ભાષ્ય
૧૪ શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કંધની શુકાભિપ્રાય બોધિની ટીકા
૧૫ શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધની ગૂઢાર્થબોધિની ટીકા.
૧૬ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધની શ્રીકૃષ્ણાભિપ્રાય બોધિની ટીકા
૧૭ વેદસ્તુતિની શ્રુત્યર્થદીપિકા ટીકા
૧૮ વેદસ્તુતિની અન્વયાર્થ પ્રકાશિકા ટીકા
૧૯ શાંડિલ્ય સૂત્રની ભક્તિતત્ત્વ પ્રકાશિકા ટીકા

<u>પ્રાકૃત</u>

૧ શિક્ષાપત્રી (દક્ષિણી ભાષા)
૨ વાર્તાવિવેક
૩ ભક્તિસિદ્ધિ
૪ અદ્વૈતખંડન
૫ સંપ્રદાયનાં પાનાં
૬ વાતોનું પુસ્તક



## સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામી



चक्रे नित्यं कथां यः प्रकट भगवतः सन्निधाने मनोज्ञां ।
यस्मै प्रादात्प्रसन्नो निजधृत वसनादीन्यसौ पूर्णकामः ॥
जेतायः पण्डितानां जगति विवदतां देवताचार्य वक्ता ।
नित्यानन्दं मुनीन्द्रं तमनुदिनमहं नौमि भक्तिप्रधानम् ॥

# સદ્ગુરુ નિત્યાનંદ સ્વામી

**વિષ્ણુશર્મા અને વીરજાદેવી**

વિક્રમની ૧૯મી સદીના લગભગ પ્રારંભ કાળમાં, બુદેલ ખંડના લખનોર તાલુકામાં દતિયા ગામે યજુર્વેદી ગૌડ દ્વિજની જ્ઞાતિમાં વિષ્ણુશર્મા અને વીરજાદેવી નામે એક ધાર્મિષ્ટ પતિપત્નીનું યુગલ રહેતું હતું. વીરજાદેવી સદ્ગુણની મૂર્તિ સમાન અને પતિવ્રતા હતાં તેમજ વિષ્ણુશર્મા વિપુલ સંપત્તિવાન–કોટિ ધ્વજ છતાં વિદ્વાન, નિરભિમાની અને હૃદયના ઉદાર હતા. આ પવિત્ર દંપતીનાં ધર્મપરાયણ આચરણે લોકોમાં પૂજ્યભાવ મેળવ્યો હતો. તેઓ સ્વધર્મમાં દૃઢપણે રહી, દેવ, અતિથિ તેમજ કોઇપણ સેવા કરવા યોગ્ય પાત્રની પરિચર્યા નિરંતર ભાવપૂર્વક કરતાં હતાં, કળીનો મળ તેમની શુદ્ધ ધાર્મિકતાથી દૂર જ રહ્યો હતો.

**દિનમણિશર્મા**

ઇશ્વરકૃપાથી આ દંપતી બે પુત્રરત્ન પામ્યાં હતાં. એકનું નામ ગોવિંદશર્મા હતું; બીજાને દિનમણિશર્મા નામથી બોલાવતાં. આ દિનમણિશર્મા કોઇ દિવ્ય આત્મા છે એમ સ્વાભાવિકપણે સર્વને પ્રતીતિ થતી હતી. બાળપણથી તેમની વિચક્ષણ બુદ્ધિ, ગાંભીર્ય, સુશીલતા અને મુખકાંતિ અનેરાં જ હતાં, સામાન્ય બાળકોમાંથી દિનમણિશર્મા સહજ તરી નીકળતા. પિતાએ તેમને યોગ્ય વયે ઉપનયન સંસ્કાર કરાવી ઉપવીત

આવ્યું. ઉપવીત ગ્રહણ કરતાં બ્રહ્મચારી બની કાશીએ ભણુવા જવાનો ઉપદેશ સાંભળ્યો; એ ઉપરથી તેમણે મનમાં નિશ્ચય કર્યો કે કાશીએ જવું. કોઇ પરમ સત્ય વસ્તુની તલપ તેનાં દિલમાં લાગી. જેમ રાજ્યપ્રાપ્તિ અર્થે ધ્રુવે માતા પિતા સહિત ગૃહ તજ્યું હતું, તેમ આ ગર્ભશ્રીમંત-અતુલ લક્ષ્મીના અધિકારી દિનમણિશર્માએ બાળપણથી જ બધો મોહ તજી શરૂઆતમાં વિદ્યા સંપાદાન કરવા નિમિત્તે ગૃહ તજ્યું. ઘેરથી નીકળી કાશી પુરી પહોંચ્યા.

**વિદ્યાભ્યાસ**

ત્યાં એક વિદ્વાન ગુરુ પાસે રહી અધ્યયન શરૂ કર્યું. શિષ્યની નૈસર્ગિક શક્તિથી ગુરુને સાનંદાશ્ચર્ય થયું; અને તેથી તેમની કૃપા તથા સદ્‌ભાવ સહેજે પ્રાપ્ત થયાં. શાસ્ત્રનાં અંતર્ગત રહસ્યો દિનમણિશર્માને પરિચિત જ હોય તેમ દર્પણની પેઠે જણાવા લાગ્યાં. જ્યારે તેમણે જ્ઞાન માર્ગ નિહાળ્યો, ત્યારે પિંડ બ્રહ્માંડની નાશવંત સ્થિતિ પીછાણી દીલનો રંગ પલટાયો. તેઓ સત્ય વસ્તુની શોધ માટે ઉત્સુક થયા; અને મનમાં નિશ્ચય કર્યો કે ભગવાનની પ્રાપ્તિ થવી એ જ મનુષ્ય જન્મની સુફળતા છે. જેમ જેમ

**ઇશ્વરપ્રાપ્તિની ઇચ્છા**

આ વિચાર વિશેષ દૃઢ થતો ગયો તેમ તેમ એમના ચિત્તની આતુરતા વધતી ગઈ; વિદ્યા પ્રાપ્ત કરી માતાપિતાના ગૃહમાં જઇને સાંસારિક વૈભવો વચ્ચે સુખે રહેવું એ વિચાર જ વિસ્મૃત થવા માંડ્યો. અને તેમની સર્વ વૃત્તિઓનો પ્રવાહ પ્રભુ તરફ વેગથી વહેવા લાગ્યો, કેમ જાણે કોઇ મહા નદ સ્વાભાવિક માર્ગે સાગરને મળવા ધસતો હોય !

પિતૃગૃહત્યાગ-અને પ્રભુ તરફ ખેંચાણ

દિનમણિશર્માએ એમ પણ જાણ્યું કે ભારતવર્ષમાં ભગવાનના સંત અવશ્ય વિદ્યમાન હોય છે, અને તેમની પ્રાપ્તિ કોઇ ને કોઇ તીર્થસ્થળોમાં થઇ શકે છે. આ ધારણાથી તેમણે ગૃહ-કુંટુંબના અનિવાર્ય મોહના પરિત્યાગરૂપ પ્રથમ આહુતિ જીવનયજ્ઞમાં હોમવા તૈયાર કરી. પ્રભુ પ્રીત્યર્થે અંતઃકરણના ઉંડાણમાંથી સ્વાહા સમાન કોઇ ગેબી અવાજ સંભળાતાં દિનમણિશર્મા સર્વસ્વનો ત્યાગ કરી બદ્રીનારાયણ જતા એક સંઘમાં ભળી ગયા. પછી તો ક્રમે ક્રમે તીર્થ ક્ષેત્રોમાં અટન શરૂ કર્યું. સાકરના પર્વતની ગંધ જેમ કીડીને કેટલેય દૂરથી આવે છે, તેમ આ દિવ્ય આત્માને પ્રગટ ભગવાન સંબંધી કંઇક અલૌકિક સ્ફૂરણાઓ અનુભવાવા લાગી. બદ્રીનારાયણ, જગન્નાથપુરી, સેતુબંધ રામેશ્વર વગેરે અનેક સુંદર અને પુરાણાં પુણ્યસ્થાનકો ઢુંઢી વળ્યા. પણ અંતરમાં અશાંતિ અને આતુરતા વધતાં જ ગયાં. હવે તેમણે મુખ્ય ચાર ધામમાં બાકી રહેલી દ્વારિકાપુરીનો માર્ગ લીધો. ચાલતાં ચાલતાં રસ્તામાં વિશનગર આવ્યું, ત્યાં થોડા દિવસ મુકામ કર્યો; ત્યાંથી તેમણે એક અદ્ભુત વાત સાંભળી, કે પૃથ્વી ઉપર ભગવાનનો અવતાર થયો છે. અને હાલ તેઓ સ્વામિનારાયણ નામથી કાઠિયાવાડમાં વિચરે છે. તેમના શિષ્યો મોટા સંતો છે, તે ઉત્તમ ઉપદેશ આપે છે. સ્વામિનારાયણ ભગવાનનાં અંગો પર શાસ્ત્રમાં જણાવેલાં ઇશ્વરનાં ચિહ્નો છે. તેઓ કામાદિક મહાદુર્જેય અંતર્શત્રુઓની નિવૃત્તિ કરાવી મનુષ્યોનું કલ્યાણ કરે છે. આ સાંભળી દિનમણિશર્મા

ભગવાન સ્વામિનારાયણ-ની ખબર

અત્યંત પ્રસન્ન થયા. પોતાની ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થતી હોય તેમ તેમના અંતઃકરણમાં સંતોષ અને શાંતિ થવા લાગ્યાં. અનેક તીર્થસ્થાનોમાં યોગી, યતિ, તપસ્વી તથા ધર્મવાળા સત્પુરુષોનો ભેટો તેમને થયો હતો, પરંતુ આ વાત સંભળીને જેવી ચિત્તમાં સ્થિરતા અને પ્રસન્નતા થઇ તેવી અન્યના મિલાપથી પણ થઈ ન હતી. હવે સ્વામિનારાયણ ભગવાનને મળવા તેઓ અતિ ઉત્કંઠાપૂર્વક કાઠિયાવાડમાં ચાલી નીકળ્યા. અનેક સ્થળોમાં ફરતા ફરતા દ્વારિકા પહોંચ્યા. પ્રતિદિન તેમનું અંતર પ્રભુને મળવા વ્યાકુળ થતું ગયું. જાણે કે જોડીમાંથી વિખૂટું પડેલું સારસ ન હોય! પ્રવાસમાં પૂછપરછથી ખબર મળ્યા કે પ્રગટ પ્રભુના સાધુ સોરઠમાં કૂણેણી ગામે છે. બનતી ત્વરાએ દિનમણિશર્મા ત્યાં પહોંચ્યા;

**સ્વામી પ્રભુતાનંદજી-નો મેળાપ**

તો ભગવાન સ્વામિનારાયણના શિષ્ય સ્વામી પ્રભુતાનંદજીનાં દર્શન થયાં. આ પરમહંસની ઉત્તમ સ્થિતિ જોઇ બહુ લોકો તેમના તરફ વળ્યા હતા. જ્ઞાન, ધ્યાન, નૈષ્ઠિક બ્રહ્મચર્ય, નિરભિમાન, અપરિગ્રહ આદિક શુભ ગુણોનો સમુદાય પ્રગટ ભગવાનની બળવત્તર ઉપાસનામાં ભળી જઈ અતિ ઉજ્જ્વળ પણે એ સત્પુરુષમાં પ્રકાશી રહ્યો હતો. આવા સાચા સાધુને જોઈ દિનમણિશર્માની આંખો ઠરી. તેમણે થોડા દિવસ તેમની પાસે રહી ઉપદેશ સાંભળ્યો; આથી તેમના સર્વ આંતર્ ક્લેશ શમી ગયા, ચિત્ત આનંદમય થયું તથા પ્રભુ તરફ પ્રેમલક્ષણા ભક્તિ ઉદ્ભવી. હવે ભગવાન સ્વામિનારાયણનાં દર્શનની આતુરતા તે રોકી શક્યા નહિ, તેથી દર્શન કરવા માટે ચાલી નીકળ્યા. કોઇ સ્થળેથી ખબર મળ્યા

કે ભગવાન સ્વામિનારાયણ સિદ્ધપુર તરફ વિરાજે છે અને તેઓ સાધુઓને ઉંઝે ભેગા થવાના છે. તે સાંભળી દિનમણિ શર્મા ત્યાંથી ચાલીને ઉંઝે આવ્યા અને શ્રીહરિનાં પ્રથમ દર્શન કર્યાં. આ જ પ્રમાણે બીજા એવી જ રીતે શ્રીહરિ તરફ ખેંચાઇને આવેલા અગિયાર જણાએ પણ પ્રથમ દર્શન કર્યાં. તેમાં મહાનુભાવાનંદ સ્વામી અને મોટા પરમાનંદ સ્વામી પણ પૂર્વાશ્રમના વેશમાં હતા.

**ભગવાન સ્વામિનારાયણનાં દર્શન**

ચકળતા તારાઓની વચ્ચે જેમ પૂર્ણિમાનો ચંદ્ર ખીલી રહ્યો હોય તેમ ઉંઝાના તળાવના ઉત્તરાદા તીર પર ભગવાન સ્વામિનારાયણ પરમહંસ તથા નિષ્કામી હરિજનોની સભા વચ્ચે ઉંચે આસને વિરાજતા હતા. આ સમયે ત્યાં આવી દિનમણિશર્માએ શ્રીહરિને જોયા. દૃષ્ટિ માડતાં જ એટલા તલ્લીન થઈ ગયા કે કેટલીક વાર સુધી દેહની વિસ્મૃતિ થઈ ગઈ ! શાસ્ત્રામાંથી ભગવાન સંબંધી જે જે કંઈ જાણ્યું હતું, તે સઘળું આ મૂર્તિમાં તેમને પ્રત્યક્ષ થતું જણાયું; અને દર્શન માત્રથી અતિ સુખમય બન્યા. શ્રી હરિની દંતપંક્તિએ તેમના અંતઃકરણમાં એટલી અસર કરી કે ભગવાનપણાનો દૃઢ નિશ્ચય એનાથી જ પ્રથમ દૃષ્ટિએ થયો. આ રીતે મૂર્તિ નીરખતાં એટલા પ્રેમાતુર થયા કે 'હે સ્વામિનારાયણ' એમ ઉંચે સ્વરે ઉચ્ચાર કરી, દોડીને ચરણારવિંદમાં દંડવત્ પ્રણામ કર્યો ! પ્રભુ પણ તેમના તરફ અમૃતભરી કરુણા નજર કરી રહ્યા હતા. જેમ ચુંબક અને લોહનો સંયોગ થતાં એક બીજાને તજી ન શકે, તેમ

ભગવાન અને દિનમણિશર્માની વૃત્તિઓ એકતાર જોડાઈ ગઈ ! કોઇનાં નેત્ર ખસી શકે નહિ. આમ કેટલીક વાર વીત્યા પછી શ્રીહરિએ તેમને બોલાવ્યા. એટલે સ્નેહથી ગદ્ ગદ્ કંઠે ચરણમાં પડી ગયા. તેમને ઉભા કરી શ્રીહરિ પ્રેમપૂર્વક ભેટયા !

ભાગવતી દીક્ષા

હવે દિનમણિશર્મા તો ત્યાં જ રહ્યા. જ્ઞાન, ધ્યાન, ધારણા અને ભગવદ્‌ગુણગાનમાં જ તેમનો સમય વ્યતીત થવા લાગ્યો. શ્રીહરિએ તેમની ઉત્તમ સ્થિતિ જોઇ પ્રસન્ન થઇ પોતાની સાથે લીધા. હરિકૃપાથી દિનમણિશર્માએ તેમના રહસ્ય–અભિપ્રાયો થોડા જ સમયમાં સમજી લીધા. કેટલાક દિવસે ફરતા ફરતા મેઘપુર ગામે શ્રીહરિ આવ્યા ત્યારે દિનમણિશર્માએ દીક્ષા આપવાની નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી. યોગ્ય પાત્રતા અને અંતઃકરણની ઈચ્છા જોઈ શ્રીહરિએ ત્યાં મેઘપુરમાં જ તેમને ભાગવતી દીક્ષા આપી નિત્યાનંદ મુનિ નામ રાખ્યું. આ રીતે દિનમણિશર્માએ સંસારના સર્વસ્વની મહાન આહૂતિ જીવનયજ્ઞમાં હોમી, જીવન પર્યંત ત્યાગનો કઠિન માર્ગ સ્વીકાર્યો !

વિશેષ વિદ્યાભ્યાસ

હવે નિત્યાનંદ સ્વામીએ શ્રીહરિની ઇચ્છાથી અમદાવાદમાં નરભેરામ શાસ્ત્રી પાસે ઉત્તમ ગીર્વાણનો વિશેષ અભ્યાસ કરવા માંડયો. તે અભ્યાસ પૂર્ણ થયા બાદ નાંદોલક ભટ્ટ પુરુષોત્તમ શાસ્ત્રી નામે પ્રખર વિદ્વાન હતા તેમની પાસેથી વેદ, વેદાંત, ન્યાય વગેરે શાસ્ત્રો સાંગોપાંગ શીખ્યા. જ્યારે અભ્યાસ પૂર્ણ થયો

ત્યારે નિત્યાનંદ મુનિએ વિચાર્યું કે શ્રીહરિ પાસે જઇ મારો અભ્યાસ નિવેદન કરૂં, જો કંઈ અપૂર્ણતા જણાય તો ફરી પૂર્ણતા માટે પાછો આવું. આવી ધારણા કરી નીકળ્યા અને લોયા ગામે ભક્ત સુરાખાચરને ઘેર પ્રભુ વિરાજતા હતા, ત્યાં આવી પ્રભુને પ્રેમપૂર્વક પ્રણમ્યા. શ્રીહરિએ તેમને હેતથી બોલાવીને બેસાડયા. પછી વૃત્તાંત પૂછ્યો, એટલે પોતાના વિદ્યાભ્યાસની અથ ઇતિ હકીકત કહી સંભળાવી. એ સાંભળી શ્રીહરિ બહુ પ્રસન્ન થયા અને નિત્યાનંદ મુનિને કહ્યું, કે તમે બહુ સારો અભ્યાસ કર્યો છે તો એક પ્રશ્ન પૂછીએ છીએ, કે શ્રીમદ્ ભાગવતનો મુખ્ય તત્ત્વરૂપ સિદ્ધાંત શો સમજ્યા છો તે કહો. નિત્યાનંદ મુનિ નમ્રતાપૂર્વક બોલ્યા, મહારાજ ! હું આપની કૃપાવડે જે સમજ્યો છું તે કહું છું, તેમાં દોષ રહે તો ક્ષમા કરજો. શ્રીમદ્ ભાગવતમાંથી એમ સમજાય છે કે આ સંસારમાં જે કોઈ મુક્ત આત્માઓ અવતરે છે, તે જો માયિક એવાં ધન, સ્ત્રી આદિક ના વ્યવહારમાં પડે છે તો તેને જરૂર માયાનું બંધન થાય છે, પરંતુ જે પરમેશ્વર અને પરમેશ્વરના અવતારો સંસારમાં આવે છે તે તો સદા નિર્લેપપણે વરતે છે. વળી તેના સંબંધને પામીને જીવો પણ નિર્લેપ થઇ જાય છે. તેમજ એ ભગવાન કે ભગવાનના અવતાર માયા ઉપર દૃષ્ટિ કરે તો તેને પણ દિવ્ય કરી મૂકે છે. આ રીતે મુક્ત અને ઈશ્વરના ભેદની મુખ્ય વાત મને સમજાણી છે. આ ઉત્તર સાંભળી શ્રીહરિ અતિશય પ્રસન્ન થયા, અને મસ્તકે હાથ મૂકી તેમણે સંપાદન કરેલી સદ્‌વિદ્યાની પ્રશંસા કરી. પછી સર્વ વિદ્વાન સંતમંડળની મોટી સભા કરી શાસ્ત્રચર્ચા કરાવી.

નિત્યાનંદ મુનિનું બૃહસ્પતિ સમાન વક્તૃત્વ તથા બુદ્ધિનું ઓજસ્ નિહાળી સંતમંડળ સહિત સર્વજનોને તેમના પ્રત્યે પૂજ્ય અને ગુરુપણાની બુદ્ધિ ઉત્પન્ન થઇ; અને તેમના જ્ઞાનની ગહનતા જોઈ શ્રીહરિએ પ્રસન્નતાપૂર્વક દિગ્વિજયી થવાનો અભયવર આપ્યો.

**નિરભિમાન મહત્તા**

તુલસીદાસજીએ રામાયણમાં લખ્યું છે, કે ' **नहि जनमा नर अस जगमांही, प्रभुता पाई जाहिं मद नांही** ' એટલે કે ' મોટાઇ પામીને જેને મદ નથી થયો એવો મનુષ્ય કોઈ જન્મ્યો નથી. ' પણ આ વાક્ય નિત્યાનંદ મુનિ જેવા સત્પુરુષને કેમ લાગુ પડે ? યૌવનાવસ્થામાં જગતના અનિવાર્ય મોહનો સંપૂર્ણ ત્યાગ કરવો, પ્રખર વિદ્વત્તા વડે પંડિતોમાં પ્રતિષ્ઠિત થવું અને પ્રત્યક્ષ ભગવાનની પ્રસન્નતા પ્રાપ્ત કરવી, આટલી અદ્‌ભુત સંપત્તિ હોવા છતાં હૃદયમાં માનનો અંશ સરખો ન લાવવો અને બીજા પરમહંસોના સમાન રહી નિર્માનીપણે અતિ કઠિન નિયમો પાળવા એ સાધારણ કામ ન હતું. તદુપરાંત એ મુક્તાત્માએ પોતાનું સર્વ સામર્થ્ય ભગવાન સ્વામિનારાયણ પ્રીત્યર્થે સંપ્રદાયની સેવામાં જીવન પર્યંત સમર્પણ કર્યું; અને શ્રીહરિના જમણા ભુજનું સ્થાન મેળવ્યું.

**વિદ્યાપ્રચાર**

નિત્યાનંદ સ્વામી વગેરે મોટા સાધુઓ પણ જ્યાં સુધી શ્રીજી મહારાજ ગઢડામાં સ્થિતિ કરીને રહેતા ન હતા, ત્યાં સુધી પ્રદેશોમાં ફર્યા કરતા અને પ્રસંગોપાત ઠરાવ્યા મુજબ મહારાજને મળતા. નિત્યાનંદ સ્વામી બહુધા અમદાવાદ દરીયાખાનના ઘુમટમાં

એકસો ઉપરાંત સાધુઓ સહિત રહેતા અને તે સર્વને ભણાવતા. શહેરમાંથી જે કંઈ ભિક્ષા મળે તેને શુદ્ધ કરી કાચા પાકા અન્નના ગોળા વાળીને ખાવાના હતા. આમ જનકલ્યાણ માટે સાધુઓને વિદ્યાવાન કરવા સ્વામી જંગલમાં સદ્‌વિદ્યાનું સમર્થ વિદ્યાલય ચલાવી રહ્યા હતા. જ્યારે શ્રીજી મહારાજે ગઢડે સ્થિતિ કરવા માંડી, ત્યારે નિત્યાનંદ સ્વામી વગેરે વિદ્વાન અને કવિ સાધુઓ–જેમની પાસે ગ્રંથસાહિત્ય રહેતું, તેમનો ઉતારો લક્ષ્મીબાગના મકાનમાં રહેતો. બીજા સાધુઓ ઘેલા નદીને દક્ષિણ કિનારે તથા ભક્તિબાગ વગેરે સ્થળે વૃક્ષાદિકને આ યે ઉતરતા. આ સમયમાં પણ નિત્યાનંદ સ્વામીએ અનેક સાધુઓને ભણાવી-ને વિદ્વાન કર્યા હતા. તેમાં ચાર શિષ્યો તો પ્રખર વિદ્વાન હતાઃ (૧) આત્માનંદ સ્વામી. (૨) યોગાનંદ સ્વામી, જેમણે કાઠિયાવાડમાં શેત્રુંજી નદીના કાંઠાના પ્રદેશમાં સંપ્રદાય પ્રવર્તાવ્યો અને બ્રહ્મચારી વાસુદેવાનંદ સ્વામી (અમદાવાદ) સત્સંગભૂષણ નામે મહાન ગ્રંથના કર્તાને સંસ્કૃત ભણાવ્યું. (૩) શિવાનંદ સ્વામી (૪) ભગવદાનંદ સ્વામી

આ સિવાય બ્રહ્માનંદ સ્વ.મી, શુકમુનિ વગેરે કેટલાક મોટા સદ્‌ગુરુઓએ પણ નિત્યાનંદ સ્વામી પાસે સંસ્કૃતનું અધ્યયન કરેલું.

**વડોદરામાં પ્રભાવ**

એક સમયે નિત્યાનંદ સ્વામી વડોદરે પધાર્યા તે સમયમાં શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ બીજા ગાદી ઉપર હતા. સમર્થ વિદ્વાનોના આશ્રયસ્થાન તરીકે વડોદરાના મહારાજા

પરંપરાથી પંકાતા આવ્યા હતા, તે પ્રમાણે આ મહારાજાએ પણ દેશદેશાંતરના ઉત્તમ કોટિના વિદ્વાનોને વર્ષાસન બાંધી આપી વડોદરામાં વસાવ્યા હતા. તેમાં ખાસ કરીને કાશીના વિદ્વાનો અપ્રતિમ ગણાતા હતા. આવી પરિસ્થિતિમાં નિત્યાનંદ સ્વામીએ વડોદરામાં આવી સંપ્રદાયનાં તત્ત્વોનો પ્રચાર કરવા માંડચો. તેમની વેદશાસ્ત્રાનુસારી દિવ્ય વાણીએ બહુ લોકોને આકર્ષ્યા, એટલે સુધી કે શ્રીમંત સયાજીરાવ પણ ખેંચાયા. તેમની મુમુક્ષુતાને લીધે તેને સારી અસર થઈ અને તેમણે આ સંપ્રદાયને માન્ય કર્યો.

આથી તો વિદ્વાન વર્ગમાં ભારે ખળભળાટ થયો; અને ચર્ચાનો એક મહાન વિષય તેમને મળ્યો. ચડસા-ચડસીમાં જ ટેવાયલા એ શાસ્ત્રીઓ નિત્યાનંદ સ્વામીને હરીફ ગણવા લાગ્યા. જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે કેટલાક સ્થાનિક તેમજ દેશાંતરથી આવતા વિદ્વાનો નિત્યાનંદ સ્વામીનું પાણી જેવા આવવા લાગ્યા. કોઇ જીજ્ઞાસાથી તો કેટલાક મત્સર અને અસૂયાભર્યા હૃદયે શાસ્ત્રાર્થની કોટિઓ કરવા લાગ્યા. પરંતુ એક પણ પ્રસંગે નિત્યાનંદ મુનિની ઝપટ કોઇથી ઝીલી શકાઈ નહિ. પૂછેલા પ્રશ્નોના ખુલાસા એટલા સ્પષ્ટ અને સંપૂર્ણ અપાય કે તેમાં ફરી કુતર્ક કરવાનો અવકાશ જ ન રહે. આથી કદર બૂઝનારા ગુણવાન વિદ્વાનો અંતરમાં સંતોષપૂર્વક પ્રશંસા કરી નમી પડતા, પણ માનમાં અટંટ રહેનારાનાઓ મૂંગે મોઢે ચાલી નીકળતા. આમ ' **जेतायः पंडितानां जगति विवदतां देवताचार्य वक्ता** ' એ નિત્યાનંદ મુનિની પ્રશસ્તિ પૂર્ણ રીતે સાર્થક થતી હતી.

વરતાલની ગાદીનું પ્રતિનિધિત્વ

જ્યારે ભગવાન સ્વામિનારાયણે સંપ્રદાયમાં બે આચાર્યોની સ્થાપના કરી, ત્યારે વરતાલની ગાદી માટે ધર્મધુરંધર આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ પાસે નિત્યાનંદ સ્વામીને મુખ્ય રાખીને આચાર્યથી બીજી પદવીના અધિકાર તેમને સોંપ્યા હતા. આ જવાબદારી પૂર્ણ રીતે પાર પાડવા સ્વામી નિશદિન કટિબદ્ધ રહેતા. શ્રીહરિ સ્વધામ પધાર્યા પછી કેટલેક દિવસે નિત્યાનંદ સ્વામી વડોદરા પધાર્યા. આ સમય સંપ્રદાયને માટે કઠિન કસોટીનો હતો. કેમકે ઉદ્ધવી સંપ્રદાય નવીન જ સ્થપાતો હતો, તેથી તથા સંપ્રદાયના અતિ શુદ્ધ વૃત્તાંતથી બીજા દંભી અને પાખંડ ચલાવનારા ધર્મગુરુઓનું તેજ સ્વાભાવિક ઝાંખું થઇ ગયું હતું; તેથી તેમના દ્વેષમાંથી અનેક દુષ્ટ પ્રકારની ઉપાધિઓ ઉપજતી હતી. પોતાની શુદ્ધિ વડે ઉજ્જવળ થઈ આ સંપ્રદાય સાથે ઉભા રહેવાનું આત્મબળ તેમનામાં ઘટી ગયું હતું. એટલે તેઓ હરકોઇ પ્રકારે આ સંપ્રદાયને તોડી પાડવાના હેતુથી જ્યારે જ્યારે કંઇ લાગ આવે ત્યારે સંપ્રદાયને અથવા તેના અનુયાયીઓને બને તેટલી મુસીબતમાં મૂકવા ચૂકતા નહિ. આથી પ્રતિદિન ઉત્પન્ન થતી ઉપાધિઓનું નિવારણ કરવા ઉપરાંત નવીન જ સ્થાપેલા આચાર્યોની પ્રતિષ્ઠા જમાવવાની મહાત્વાકાંક્ષા નિત્યાનંદ સ્વામી જેવા સમર્થ પુરુષના દિલમાં કેટલી હોય તે સમજી શકાય એવી વાત છે. એથી નિત્યાનંદ સ્વામીએ વરતાલની ગાદીના આચાર્યના પ્રતિનિધિ તરીકેનો ભાર પણ ઉચક્યો હતો જ.

આ સ્થિતિમાં એક મહાન આપત્તિ અમદાવાદમાં ઉપસ્થિત થઈ. સંવત ૧૮૯૬ માં વલ્લભી સંપ્રદાયના ગોસ્વામીજી તરફથી છપ્પનભોગનો ઉત્સવ નક્કી થયો. લાખો મનુષ્યના આ ઉત્સવમાં

અમદાવાદનો પ્રસંગ

આંતર્ હેતુ ઉદ્ધવી સંપ્રદાયની જડ કાઢી નાખવાનો ધાર્યો હતો. તેમાં વિરોધી પક્ષ ગુપ્ત રીતે બની શકે તેટલી વિરુદ્ધ પરિસ્થિતિ ગોઠવવામાં ગુંથાઈ ગયો હતો. દ્વેષથી પ્રેરાયેલો તેમનો ઉત્સાહ સમાતો ન હતો. ઉત્સવ નિમિત્તે બની શક્યા તેટલા સમર્થ વિદ્વાનોને આમંત્રવામાં આવ્યા હતા. ગુપ્ત હેતુનાં સૂચન પણ તેમને મળી ગયાં હતાં. પડદા પાછળની બધી તૈયારીઓ થયા પછી ઉત્સવ અગાઉ થોડા જ દિવસે ઉદ્ધવી સંપ્રદાયના વિરોધની વાત બહાર મૂકીને વડોદરાના શાસ્ત્રીઓને શાસ્ત્રાર્થમાં સામેલ થવા આમંત્રણ મોકલ્યું. આવી મોટા પાયા પરની ભયંકર યોજના નિત્યાનંદ સ્વામીના પણ જાણવામાં આવી ન હતી. તેનું મુખ્ય કારણ તો એ હતું કે પરમ સત્ય વસ્તુને પકડીને ચાલતાં, કોઇ પ્રત્યે કંઇપણ રાગદ્વેષ રાખ્યા સિવાય, કષ્ટ પડે તે સહી લઇને જનકલ્યાણ-નો ધોરી માર્ગ કરવાનું સંપ્રદાયે સ્વીકાર્યું હતું; અને સર્વ અનુયાયીઓ તેને બહુ ચીવટથી પાળતા હતા. તેમજ દારુણ સંકટથી પણ ન ડરે તેવા, શ્રદ્ધા અને આત્મવિશ્વાસવાળા હતા; તેથી વિરોધીઓ સામે પ્રતિકાર યોજવા કરતાં પોતાનું આધ્યાત્મિક બળ જમાવવાના સતત પ્રયત્નમાં રોકાઈ ગયા હતા. સમાજમાં પણ એ જ જાતનું શિક્ષણ પ્રવર્તાવવાની મસ્તીમાં અનેક પ્રકારની આકરી વિપત્તિઓ સહન કરી ચુક્યા હતા. એટલે વિરોધીઓ તરફ બહુ દરકાર રાખવાનું તેમનામાં

સ્વાભાવિક વીસરાયું હતું. છતાં જ્યારે સંપ્રદાયને માટે સમાજમાં પ્રતિષ્ઠાનો અને જીવનનાં ઇષ્ટતત્ત્વોનો સવાલ અણી ઉપર હોય ત્યારે ભગવાન સ્વામિનારાયણના સર્વ શિષ્યો જીવિત કુરબાન કરીને પણ તેમને જાળવવા નિરંતર કટિબદ્ધ રહેતા જ.

અમદાવાદથી ગોસ્વામીજીનું આમંત્રણ વડોદરાના શાસ્ત્રીઓને મળ્યું. તે વાત શ્રીમંત સરકારે જાણી, ત્યારે પોતે માન્ય કરેલા સંપ્રદાયની આ ઉપાધિ માટે તેમના દીલમાં લાગી આવ્યું. તેમણે નિત્યાનંદ સ્વામીને હકીકત નિવેદન કરી કહેવરાવ્યું કે સંપ્રદાયને માટે આ સમય કટોકટીનો છે, હજુ સ્થપાતા સંપ્રદાયને અને તેની પ્રતિષ્ઠાને અમદાવાદ જેવા સ્થળમાં લાખો મનુષ્યોની મેદનીમાં ધક્કો પહોંચશે તો બહુ હાનિ થશે; માટે આપ ત્યાં જરૂર પધારો. ત્યાંની સભામાં હાજરી આપી આપની વિદ્વત્તાના બળે સંપ્રદાયને થતી હાનિ અટકાવો. આવી અંતઃકરણપૂર્વકની સંપ્રદાયના ગૌરવરક્ષણની સલાહ સાંભળી નિત્યાનંદ સ્વામીએ ત્યાં જવાની ઇચ્છા કરી. હૃદયમાં સ્વામિનારાયણ ભગવાનનું ધ્યાન કરી, તેમના ચરણારવિંદમાં સર્વ જવાબદારી મૂકી નિઃશંકપણે તેમના એક કાસદ સમાન તૈયાર થયા; કેમકે શ્રીહરિનો મહિમા અને પ્રતાપ તેઓ સંપૂર્ણ સમજતા હતા.

શ્રીમંત સરકારના શાસ્ત્રીઓ

શ્રીમંત સરકાર પાસે દરબારમાં તેમના શાસ્ત્રીઓ પોતાને મળેલાં આમંત્રણો લઇ અમદાવાદ જવાની આજ્ઞા માગવા આવ્યા. ઉદ્ધવી સંપ્રદાયનું ગૌરવ તેમને પણ સાલતું તો હતું જ.

તેમણે વિનંતિ કરી કે મહારાજા ! આ સમયે ઘણા મોટા વિદ્વાનો એકઠા થાય છે, તેમાં જુઓ કે ઉદ્ધવી સંપ્રદાય માટે શાસ્ત્રાર્થ કરવાનું સંભળાય છે, પણ અમે નહિ જઇએ તો અમારો ઉપહાસ થશે; અને કહેવાશે કે વડોદરાના શાસ્ત્રીઓ દંભી છે, તેથી ખરા શાસ્ત્રાર્થના સમયમાં ડરી ગયા! નહિ તો જેમ રણહાક વાગતાં શૂરો ઘરમાં રહી શકે નહિ તેમ સભાપ્રસંગે ખરો પંડિત પણ રહી ન શકે. આમ અમારી ભીરુતાભરી અપકીર્તિ કરશે તે કેમ સહન થશે ? વળી અમે તો આપના અશ્રિત રહ્યા, તેથી એવી પ્રચંડ સભામાં યશ મેળવીશું તો તે આપનો જ છે. અને નહિ જઇએ તો અપયશનો ભાગ પણ આપને આવશે, માટે કૃપા કરી આજ્ઞા આપો. ત્યાં જઇને અમે અમારી કસોટી કરી શકીશું, દેશ પ્રદેશના પ્રખર પંડિતોમાં અમારૂં સ્થાન નક્કી થશે; તેમજ આ અપૂર્વ સભાપ્રસંગથી અમને બહુ જાણવાનું પણ મળશે.

મહારાજા સયાજીરાવે વિદ્વાનોની બધી વાત શાંતિથી સાંભળી લીધી. પછી પોતાનો અભિપ્રાય આપ્યો કે ભલે, તમે જાઓ તેમાં મને હરકત નથી; પણ રણમાં ચડયા પછી પરાજય પામવું તે પહેલાં સામા પક્ષની તુલના કરી યુદ્ધમાં ઝંપલાવવું એ સારૂં છે. કોઇને હોંરે હોંરે ચડી યાહોમ કરીને પછીથી હાર પામી અપકીર્તિ મેળવવી તે કરતાં જે કીર્તિ મેળવેલી છે તે સાચવીને બેસી રહી, નાહકના દ્વેષી અખાડામાં ન ઉતરવું એ શ્રેયસ્કર છે. જે લોકો ઉદ્ધવી સંપ્રદાયનાં મૂળ ઉખેડવાની ધૂનમાં જય મેળવવાની મોટી આશા

ધારી બેઠા છે, તે હજુ સામા પક્ષના બળની ગણુતરી કરતા હોય એમ મને લાગતું નથી. શું તમે એમ સમજો છો કે દ્રોણાચાર્ય જેવા મહારથી નિત્યાનંદ મુનિ તમારા કોઇપણુ વિદ્વાનથી ગાંજ્યા જશે? મને તો જરાએ વિશ્વાસ બેસતો નથી. શું આટલા લાંબા પરિચય પછી પણુ તમને તેની પીછાણુ થઈ નથી? એ મુનિ આગળ તમારી જગમશહૂર વિદ્વત્તા એ પ્રણીપાતો કર્યા છે તે શું વિસરી ગયા? મને જરૂર ખાતરી છે કે જે વખતે એ પ્રતિભાશાળી, કદાવર અને પુષ્ટ એવી સુંદરતાની મૂર્તિ સમાન મુનિવર સભામાં આવી ગંગાના પ્રવાહની પેઠે પોતાનું ગીર્વાણુ છોડી મૂકશે ત્યારે એ મુક્તધારામાં સહુએ તણાવાના. તેમના શાસ્ત્રાર્થ સામે, તેમની પ્રતિભા સામે, તેમના આત્મબળ સામે, અરે! એક અદ્ભુત અવાજ સામે પણુ પ્રપંચ માટે એકઠા મળેલા હૃદય-બળહીન, શાસ્ત્રોની મિથ્યા પોઠો ઉચકનારા વિદ્વાનોમાંથી એકને પણુ હૈયું હાથ રહેવાનું નથી. માટે તમને અટકાયત કર્યા સિવાય મારી સ્પષ્ટ ધારણા કહું છું, કે જો ત્યાં જઇને આપ સૌ પરાજયની કીર્તિ વહોરી આવશો તો મારૂં અત્યાર સુધીનું આપેલું વર્ષાસન એળે ગયું ગણાશે; એટલે ત્યાર પછીથી આપ મહાશયોનાં વર્ષાસન હું ચાલુ રાખી શકીશ નહિ. આપ સૌ વિદ્વાનો છો તો મારી આટલી વ્યાવહારિક સલાહનો પણુ વિચાર કરવો ઘટે છે, પ્રસંગ ન વિચારવો એ શું પંડિતપણામાં પૂર્ણતા છે? મને તો તે મોટી ખામી જણુાય છે.

એકલા શાસ્ત્રીય વિચારોમાં રમતા આ વિદ્વદ્વર્યોને મહારાજાની વ્યાવહારિક સલાહે બીજી દિશામાં વાળ્યા! આવા

ઉત્તરની તેમણે આશા ન જ રાખેલી. પણ હવે તો નિત્યાનંદમુનિની વિદ્વત્તા અને વર્ચાસન એ બેનો વિચાર માથામાં ઘુસ્યો; અને ગભરાયેલા મુંઝવાયેલા આજ્ઞા માગીને ઉઠ્યા. જતાં જતાં માર્ગે ચર્ચા વિસ્તાર પામી. જ્યાં સભા અને શાસ્ત્રાર્થનું સ્મરણ થાય કે બસ! દેવીના ભુવાની પેઠે આ શાસ્ત્રના ભુવાઓ આવેશમાં ઘુર્ણાયમાન થવા લાગે! પરંતુ તુર્ત જ તેને શાસ્ત્રોના ગીરનારની પાછળ નિત્યાનંદ મુનિની વિદ્વત્તા તથા વર્ચાસનનું ભયંકર ભૂત ડોળા કાઢી ડરાવતું દેખાય; એટલે શાસ્ત્રી મહારાજોના સાંધા નરમ થઈ જાય! આમ બહુ વખત ઉભરાઓ શમ્યા બાદ કેટલાક વિદ્વાનો છેવટ પોતાની સંગ્રહી રાખેલી પુરાતન ભીરુતાને વશ થયા, અને શાસ્ત્રાર્થમાં જવાનું મોકુફ રાખી ઘેર જઈ બેઠા; ત્યારે જેમનાથી સંપ્રદાયની અસૂયા ન મૂકાણી તે અમદાવાદ પહોંચ્યા.

**અમદાવાદમાં આગમન**

શ્રીમંત સરકારની સલાહ સાંભળીને નિત્યાનંદ સ્વામીએ દૃઢ વિચાર કર્યો કે સંપ્રદાયની પ્રતિષ્ઠા ખાતર પણ અમદાવાદ તો જવું જ જોઈએ, તે પ્રમાણે તૈયારી કરીને સરકારને ખબર કહેવરાવી પોતાનું શિષ્યમંડળ લઇને સ્વામી અમદાવાદ પધાર્યા. અગાઉથી સમાચાર મોકલ્યા હતા તેથી ધ. ધુ. આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ મોટી ધામધૂમથી સત્કાર કરી સ્વામીને મંદિરમાં તેડી લાવ્યા. ઉદ્ધવી સંપ્રદાયના હરિજનોને રણક્ષેત્રમાં એક પ્રચંડ સેનાપતિ મળ્યા જેટલો આનંદ થયો. વિરુદ્ધ પક્ષમાં પણ નિત્યાનંદ સ્વામી વિષે વિવિધ ચર્ચાઓ થવા લાગી; તેમજ ત્યાં મળેલા વિદ્વાનોના

હૃદયમાં કંઇ ન સમજી શકાય તેવી શંકાનો ગુપ્ત ધબકારો થવા લાગ્યો! તેને સૌ પોતપોતાની પૂર્વકીર્તિના જોરથી દાબવાનો પ્રયાસ કરતા હતા, છતાં ધબકારો ધીમે ધીમે વધતો જતો હતો.

સ્વામિનારાયણ ભગવાન છે તથા ઉદ્ધવી સંપ્રદાય વૈદિક-શાસ્ત્રસંમત છે, એમ વિદ્વાનોની સભામાં શાસ્ત્રાર્થથી ઠરાવવાનું એક ઉદ્ધત ભાષાનું આહ્વાન આચાર્યશ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ ઉપર આવી ચૂક્યું હતું.

દ્વેષી પક્ષ

વિષયની લોલુપતામાં વીંટાઇ રહેલા, રસિકતાને નામે ભક્તિમાં ભૂલા પડેલા, ઈર્ષ્યાથી પ્રેરાયેલા, ઉપરનાં ચિહ્નોથી ભાવિક ભક્ત ગણાતા, પ્રભુને છેતરનારા અને સત્યનો દ્રોહ કરનારા કેટલાક પામર જનોને મોખરે વિદ્વત્તાના અભિમાનમાં ઉદ્ધત, આત્મભાન વગરના, શાસ્ત્રોનાં શબ્દસમૂહ રૂપ કણકોઠાર જેવા, દ્વેષ તથા લાલચથી ખરડાયેલાં અંતઃકરણવાળા, ભાડુતી શાસ્ત્રીઓ જંગી મેળામાં અભિમાનપૂર્વક ઘુમતા હતા. તેમનાં પુસ્તકોના ઢગ જણાતા હતા. પામર જનોની પૂજા તથા વિદ્યાનું અભિમાન તેમના અંતરમાં અંધકાર પ્રસરાવી રહ્યાં હતાં; એથી તેમના આત્માની જ્યોતિઓ ઝંખવાઇ ગઇ હતી. ચારિત્રશુદ્ધિનું દીવેલ તેમાં પુરાયેલું જ ન હતું.

સભાસ્થાન અને સ્વામીની પ્રતિભા

હજારો મનુષ્યોની મેદની હતી. સર્વ કોઈ ઉત્સુકતાથી રાહ જોઇ રહ્યું હતું. કેટલાંક કુતુહલ જોવા મળ્યાં હતાં, કેટલાંક ઉદ્ધવી સંપ્રદાયના વિદ્વાનોનું અપમાન અને હુરિયો પોકારવા આવ્યાં હતાં, તો કોઇ માણસો નિષ્પક્ષપાત-

પણ રસાકસી જોવા ભેગાં થયાં હતાં. જનસંખ્યાની વિશાળતા, લોકોની ઉપરછળી વાતો તથા દેશ દેશાવરના વિદ્વાનોની એકત્ર મંડળી જોઇ સર્વ જનો એમ જ ધારી રહ્યાં હતાં કે હવે ઉદ્ધવી સંપ્રદાયનું આવી બન્યું છે. નવું નવું હમણાં સુધી તો ઠીક ચલાવ્યું પણ હવે ટકવાનું નથી. આમ કંઇ કંઇ ચર્ચાઓ થતી હતી. સભાનો સમય થતાં મંદિરમાં ઠરાવેલે સ્થળે સભા ભરાઈ ગઈ. સર્વ કોઇની દૃષ્ટિ સ્વામિનારાયણના પરમહંસો ઉપર ફરતી હતી. સ્વામીનું વિદ્વાન શિષ્યમંડળ વેદસ્તુતિના ગંભીર ધ્વનિથી ગાજી રહ્યું હતું. એવામાં નિત્યાનંદ સ્વામી પધાર્યા. અદ્‌ભુત વિભૂતિની પ્રતિમા સમા એ સત્પુરુષને સર્વ જનો શાંતિથી જોઈ જ રહ્યાં! વિરુદ્ધ દિશાના વિચારોનો પ્રવાહ જાણે કે એકદમ અટકી પડયો હોય તેમ દ્વેષભાવ અને કુતર્કની ઊર્મિઓ લોકોના અંતરમાંથી બંધ થઇ! અને પાંડવ કૌરવના સંગ્રામની રાહ જોતાં હોય તેમ શાસ્ત્રાર્થ સાંભળવા સૌ ઉત્કંઠિત થયાં. પ્રથમ દર્શને પડેલા પ્રભાવથી સમાજના અંતરમાં આટલો પલટો ઓછો ન હતો.

નિત્યાનંદ સ્વામી સભામંડપમાં ઉચ્ચ આસને વિરાજ્યા. જેમના દિલમાં માન આપવાની લેશ પણ ઇચ્છા ન હતી તેમનાથી પણ નમી જવાતું હતું. સ્વામીની આસપાસ શિષ્યવર્ગ મર્યાદાપૂર્વક ગોઠવાઇ ગયો. સર્વનાં નેત્ર આ મહાપુરુષના મુખ તરફ ચોટી રહ્યાં હતાં. બધું સ્વસ્થ થયા પછી સ્વામીએ સ્થિર થઇને એક વખત વિશાળ લોચન નિર્ભયતાભરી અમીનજરે સર્વ સમૂહમાં ફેરવ્યાં; પણ જેમ સિંહના દૃષ્ટિપાતથી શિયાળવાંના ગાઢ છૂટી જાય

તેમ આ મુકતાત્મા મહાનુભાવના દૃષ્ટિક્ષેપ માત્રથી આસુર ભાવવાળાં હૃદય એક ક્ષણ તો હેબતાઈ ગયાં ! ક્યાં જગતના પામર જીવોની વિષયલોલુપ, પ્રપંચી વૃત્તિઓ અને ક્યાં આ સ્ત્રી–ધનના અત્યંત ત્યાગીનું નૈષ્ટિક બ્રહ્મચર્ય ! ક્યાં એ ક્ષુદ્ર પ્રાણીઓના માયાવેષ્ટિત મનસુબાથી અંકિત કંગાલ ચહેરાઓ અને ક્યાં આ આત્મા પરમાત્માનો યોગ સાધી બ્રહ્મસત્તા રૂપે સ્થિત રહેલા મહાત્માની મુખકાંતિ ! ક્યાં એ દેહાભિમાની, સદ્ધર્મવિમુખ, શાસ્ત્રોનો મિથ્યા ભાર વહતા, આત્મદુર્બળ વિદ્વાનો અને ક્યાં આ ઇંદ્રિયજીત સદ્ધર્મધારક, પિંડ બ્રહ્માંડને હસ્તામલકવત્ જોનાર સમર્થ સત્પુરુષ ! 'જેને ભાળ્યે ભૂખ ન જાય તેનાં માર્યાં શું મરે ?' એ કહેવત જાણે પરસ્પર લલાટ ઉપર વાંચતા હોય તેમ વિરોધ્રીઓ એકબીજા સામું જોવા લાગ્યા. સ્વામીના દર્શનથી દ્વેષવૃત્તિ તો તે સમય પૂરતી દબાઇ જ ગઈ હતી ! કેમકે અંતઃકરણ સૌને એમ મુંઝવતું હતું, કે આવા પુરુષોનો દ્વેષ કેમ કરાય ? એટલું જ નહિ પણ જેમનામાં કંઇક સદ્‌ભાવ જાગૃત હતો તેમને તો આ ધર્મની મૂર્તિ રૂપ લાગવાથી તેનામાં રહેલી ધર્મવૃત્તિની ભૂખ તૃસ થવા લાગી હતી. બસ, થોડી ઘડીના દાર્શનિક સંયોગમાં જ સ્વામીએ સમાજના હૃદય ઉપર ભગવાન સ્વામિનારાયણના પ્રતાપે જબરી જીત મેળવી. હવે બાકી રહ્યો વાણીવિલાસ.

**દ્વેષીઓનું ભીરુતાભર્યું મૌન**

ઉપર પ્રમાણે થોડીવાર સુધી સ્થિર સ્થિતિ રહી. પછી સ્વામીએ સામે બેઠેલા શાસ્ત્રીઓને માનપૂર્વક સંબોધીને કહ્યું, કે આપને મારા પ્રત્યે કંઇ કહેવાની ઇચ્છા હોય તે ખુશીથી વ્યકત કરો.

બનશે તેટલો ખુલાસો હું કરીશ. એ સાંભળીને સ્વામીના અપ્રતિમ ઓજસ્થી ગભરાયેલા શાસ્ત્રીઓ પરસ્પર સામું જોવા લાગ્યા, પરંતુ અગ્રેસર થઇને પ્રશ્નની કોટિ કરવાની કોઈની હિંમત ચાલે નહિ ! આમ સ્વામીની હાજરીમાં જેમ જેમ આ પ્રતિપક્ષીઓનું મૌન લંબાતું ગયું તેમ તેમ તેની વ્યગ્રતામાં ઉમેરો થવા લાગ્યો. કોઈ નીચું જોઇને જ બેસી રહ્યા તો કોઈ એકબીજા તરફ ઢળવા લાગ્યા ! રણમાં સાચા શૂરાને જોઈ દુશ્મનના ભાડુતી સૈન્યમાં ભંગાણ પડે, તેમ સ્વામીની અદ્‌ભુત પ્રતિભાથી શાસ્ત્રી મહારાજોનાં હૈયાં પરાજયની ભારે ભીતિથી ભગ્ન થવા લાગ્યાં. હવે સ્વામીનું માનપૂર્વક સંબોધન પણ શાસ્ત્રીઓના હૃદયને વિદારતું હતું. તેમના દ્વેષ પર રચાયેલા મહત્વાકાંક્ષાના કિલ્લાઓ તૂટી પડતા હતા ! કેટલોક સમય આમ વીત્યા પછી કંઇક પ્રાસ્તાવિક વાતનાં ગલ્લાંતલ્લાં કરી સભાપ્રસંગ પડતો મૂકી એકેએક શાસ્ત્રી હતાશ થયા. સમગ્ર મંડપમાં મૌન છવાઈ રહ્યું ! જ્યારે કાંઇ જ ઉચ્ચાર નથી આવતો એમ જાણ્યું ત્યારે સ્વામીએ પ્રચંડ ગર્જના કરી હાકલ મારી, અરે મહારાજો ! છે કોઈ હવે બીજા શાસ્ત્રીઓ ? હોય તો લાવો, જરૂર લાવો, અને ન હોય તો પત્ર લખી બોલાવો; તેઓ આવતાં સુધી હું અહિં જ મુકામ રાખીશ, પણ તમારા અંતરમાં કંઈ કરવાનું શેષ ન રાખશો. સ્વામીનાં પ્રૌઢ પ્રતાપ, વિદ્વત્તા અને તેજથી સર્વ શાસ્ત્રીઓ પોતાની ભીરુતાથી બહુ જ લજાયા. સ્વામીને મોટા પુરુષ માની નમસ્કાર કર્યાં અને માન મૂકી પરાજય સ્વીકાર્યો; એથી સ્વામીનો વિજય થયો. પછી સ્વામીએ ઉદ્ધવી સંપ્રદાયનું પ્રતિપાદન કર્યું.

વલ્લભી સંપ્રદાયની ઉપાધિ શમ્યા બાદ કેટલેક દિવસે તેથી પણ કંઇક વધારે દુઃખદાયક સ્થિતિ ઉમરેઠમાં શંકરાચાર્યે ઉત્પન્ન કરી. તેમણે ત્યાંના બ્રાહ્મણ કુટુંબોમાં અત્યંત ક્લેશ ઉભો કર્યો; જેના જેના ઘરમાં સ્વામિનારાયણનો સત્સંગ હતો તેનો જ્ઞાતિમાંથી બહિષ્કાર કર્યો. કેટલાકની કંઠીઓ બળાત્કારે તોડાવી. જેના ઘરમાં એકાદ જણુ સત્સંગી હોય તેના પર સીતમ ગુજરવા લાગ્યો. ન્હાવું ધોવું, તેમની પાઠ પૂજા અને ભોજન-સર્વમાં દરેક પળે ઘરનાં માણસો શંકરાચાર્યની ઉશ્કેરણીથી પજવણી કરવા લાગ્યાં. દુષ્ટતા અને દ્વેષ એટલાં વધી પડયાં કે સંપ નાશ પામ્યો; અને બ્રાહ્મણોમાં મોટાં તડ પડયાં. આ રીતે શંકરાચાર્યે સમગ્ર જ્ઞાતિને ઝેર-વેરમય કરી મૂકી. સત્સંગીઓએ આ બધી ઉપાધિ સહન કરીને પણ સત્સંગને માથા સાટે રાખ્યો. પરંતુ નિત્યના કંકાસનો અંત આવવા દે તેમ જણાયું નહિ; ત્યારે શંકરાચાર્ય સાથે એમ ઠર્યું, કે એક મોટી જાહેર સભા કરી તેમાં શાસ્ત્રાર્થથી સંપ્રદાયને શાસ્ત્રસંમત સિદ્ધ કરી આપવો. આ ઠરાવમાં પણ શંકરાચાર્યની વૃત્તિ સાફ ન હતી. તેમને કોઇ પણ રીતે આ સંપ્રદાયનું ગૌરવ ઘટાડી વગોણું કરવું હતું, કે જેથી પોતાની શ્રેષ્ઠતા જળવાય. આ હેતુથી તેણે અર્ધદગ્ધ જ્ઞાનવાળા, વાતોડીયા તથા જ્ઞાતિના પંચની પેઠે ઝાઝો ડખો કરી જાણે તેવા કેટલાક ખાસ માણસોને ભેગા કર્યા; કે જે એકાદ શાસ્ત્રીની મદદમાં રહી ડોળણુ કરી શકે. આમ શાસ્ત્રાર્થ મર્યાદાપૂર્વક થવા ન દેવાનું કારણ એ હતું, કે અમદાવાદના શાસ્ત્રીઓનો પરાજય તેમના લક્ષમાં હતો. હવે નિત્યાનંદ સ્વામીએ શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ

ઉમરેઠની ઉપાધિ

કરવાનું જાણ્યું, ત્યારે તેઓ ફરી સત્સંગની સેવા માટે તત્પર થયા અને પોતાનો મોટો શિષ્યસમૂહ લઇને ઉમરેઠ આવ્યા અને શંકરાચાર્યને જાણ કરી.

વિરોધીઓની આડાઈ

શંકરાચાર્યે પોતાનો બેત રચી જ રાખ્યો હતો; તેણે જે પ્રમાણે સમય આપ્યો તે પ્રમાણે સ્વામી સભામાં ગયા. બંને પક્ષના સંખ્યાબંધ બ્રાહ્મણો તથા બીજાં બહુ મનુષ્યો એકઠાં થયાં હતાં. શાસ્ત્રાર્થ શરૂ થયો. સામસામા પ્રશ્નોત્તર થવા લાગ્યા, પરંતુ પૂર્વ કોટિના જેજે ખુલાસા નિત્યાનંદ સ્વામી આપતા જાય તે પેલા 'નહિ વદુ' કરનારા બ્રાહ્મણો અમાન્ય જ કરવા લાગ્યા. શ્રુતિ, સ્મૃતિનાં વાકયોના અર્થ મરડીને ઉલટી વાતો અડાવા લાગ્ય. છેવટ સુધીમાં પણ એ જ રીતે આડાઈ કરી શાસ્ત્રાર્થનો ચોકસ નિર્ણય કબુલ કર્યો નહિ; તેમજ સ્વામીએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપ્યા નહિ. એટલે બીજી વખત સભા કરવાનું ઠરાવ્યું; બીજી વખત સભા મળી તેમાં પણ એ જ રીતે થયું, ત્યારે ત્રીજી વખત સભા રાખી, તેમાં પણ તેમજ બન્યું. નિત્યાનંદ સ્વામીએ વિચાર્યું કે આ લોકોને કેવળ અડબંગાઈ જ કરવી જણાય છે. હવે શું કરવું કે જેથી આ કલેશ ટળે, તેના વિચારમાં પડ્યા. જો શાસ્ત્રાર્થની વાત જતી કરીએ તો અપવાદ મૂકીને અપકીર્તિ કરવાનું એ લોકોને ફાવશે. ભલે તેમ કરે તોપણ મને હરકત નથી કે નથી સંપ્રદાયને હાનિ, પરંતુ ઉમરેઠનો સત્સંગી બ્રાહ્મણ વર્ગ રીબાશે; એ વિચારે સ્વામીનું કોમળ હૃદય દયાથી ઉભરાઇ આવ્યું! તેથી ઉદાસ થઈ શ્રીહરિની પ્રાર્થના

અતિ દીન ભાવે કરવા લાગ્યા. તે અરસામાં જ સદ્‌ગુરુ ગોપાલાનંદ સ્વામી ત્યાં પધાર્યા. તેમની આગળ સ્વામીએ શંકરાચાર્યની આડાઈની બધી વાત વિસ્તારીને કહી, અને આ વાતનો તોડ કેમ લાવવો તે પૂછ્યું. સદ્‌ગુરુ ગોપાલાનંદ સ્વામીએ પૂછ્યું, કે સ્વામી, અન્ન કોનું જમો છો? નિત્યાનંદ સ્વામી કહે સાધુઓ ગામમાંથી ઝોળી માગી લાવે છે; તેમાં સત્સંગી હોય કે ન હોય તે સર્વ ભિક્ષા તો આપે છે તે જમીએ છીએ. ગોપાલાનંદ સ્વામી કહે, એ જ કારણ છે. તમારા જેવા સત્પુરુષમાં સાક્ષાત્ ભગવાન રહ્યા છે, તે તમે પ્રતિપક્ષીઓએ આપેલી ભિક્ષાનું અન્ન જમો છો તેથી ભગવાનની પ્રસન્નતાનું ફળ એ પ્રતિપક્ષીઓને પણ મળે છે. એ પુણ્યના બળે બ્રાહ્મણ આપની સામા આટલો વિવાદ કરી શકે છે. નહિતો શું અમદાવાદના ધુરંધર પંડિતો કરતાં આ વિતંડાવાદીઓ ચડી જાય ખરા? માટે સ્વામી! તમારો જ પુણ્યભાગ એ કુપાત્ર માણસોમાં જતો અટકાવવા તેમની ભિક્ષા લેવી બંધ કરી, પછી શાસ્ત્રાર્થ માટે સભા કરો. નિત્યાનંદ સ્વામીને આ વાત બરાબર લાગી અને તે પ્રમાણે પ્રતિપક્ષીઓની ભિક્ષા બંધ કરીને કેટલાક દિવસે ફરી સભા ભરવાનું ઠરાવ્યું.

**ગોપાલાનંદ સ્વામીની સલાહ**

સભાના સમયે સર્વજનો ફરી એકવાર ઉત્કંઠાપૂર્વક ભેગાં મળ્યાં. આ વખતે પ્રતિપક્ષીઓ કોઈ મહાપુરુષથી શાપિત બન્યા હોય તેવા સ્વાભાવિક ફીકા જણાતા હતા. જાણે કે કોઈ પ્રકારનું બળ

**વિજયનાદ**

આવી ન ગયું હોય ! શરૂઆતમાં નિત્યાનંદ સ્વામીએ શંકરાચાર્યને સંબોધીને તેમને માન્ય એવાં પ્રમાણ શાસ્ત્રોની, વાદના વિષયની અને પ્રશ્નોની મર્યાદા નક્કી કરી. શાસ્ત્રાર્થ શરૂ કરતાં વિતંડાવાદીઓ શાસ્ત્રનાં પ્રમાણોમાં ગોથાં મારવા લાગ્યા. તેમના પ્રશ્નોના ઉત્તરમાં સ્વામીએ તેમના જ માન્ય ગ્રંથોનાં પ્રમાણો આપી દલીલોને નિર્મૂળ કરવ માંડી. સ્વામીની આ વખતની પ્રભા પ્રતિપક્ષીઓને અજબ ભાસવા લાગી ! તેઓ હવે સમાજમાં માનભંગ થવાના ભયથી ગભરાટમાં પડ્યા. તેમ તેમ સ્વામીની ચાતુરીપૂર્ણ વિદ્વત્તાએ તેમને વધારે મૂંઝવ્યા. તેઓ આ સમયે સ્વામીની અસ્ખલિત વાગ્ધારામાં એટલા તો સ્તબ્ધ થઈ ગયા કે આશંકા કરવાની હામ રહી નહિ ! જેમ જેમ તેઓ વિશેષ ઢીલા અને નિરુત્તર બનતા ગયા, તેમ તેમ સ્વામીએ ઉદ્ધવી સંપ્રદાયનાં રહસ્યોનું બળપૂર્વક પ્રતિપાદન કરવા માંડ્યું. એથી જેમ સૂર્યના પ્રકાશે અંધારાની કિંમત અંકાઇ જાય તેમ સદ્ધર્મના પ્રતિપાદનથી આ ધાંધલીયા પાખંડીઓનાં આચરણ જનસમાજમાં દર્પણ જેવાં સ્પષ્ટ દેખાવાં લાગ્યાં. હવે શંકરાચાર્યને પણ પોતાની દુર્બળતાની ખરી સ્થિતિ લોકોમાં સ્પષ્ટ થઈ જવાની ભીતિ ઉત્પન્ન થઇ, તેથી તેમણે મૌન જ ઇષ્ટ ધાર્યું. આ રીતે નિત્યાનંદ સ્વામીએ સંપ્રદાયની શ્રેષ્ઠતા સ્થાપન કરીને સહજાનંદ સ્વામી મહારાજની જયગર્જના કરી સભા વિસર્જન કરી. આ પ્રસંગ શંકરાચાર્યથી સહન ન થયો, તેથી તેમણે અપકીર્તિમાંથી ખસી જવા તે જ રાત્રિએ સ્થળાંતર કર્યું !

એ જ રીતે સંવત ૧૯૦૬માં અમદાવાદ મુકામે બીજી એક સભામાં વિજય કરી નિત્યાનંદ સ્વામીએ સંપ્રદાયનું ગૌરવ વધાર્યું હતું. વળી એક સમય રામનવમી ઉપર શ્રીહરિ જુનાગઢ

જુનાગઢનો પ્રસંગ

પધાર્યા હતા, ત્યારે ત્યાંના નવાબ હામદખાનજીએ પ્રશંસા સાંભળી પોતાને ત્યાં પધરાવ્યા હતા. એ સમયનો દુરુપયોગ કરી સંપ્રદાયના વિદ્વાનોની હાંસી કરાવવાનું કેટલાક દ્વેષી નાગરોએ ધાર્યું. તેમણે યુક્તિભરેલી ડાહી વાતોથી નવાબને જુદી દિશામાં સમજાવી એક નરસિંહ પંડયા નામના વાચાળ બ્રાહ્મણને ઉભો કર્યો. શ્રીહરિ ત્યાંથી ઉતારે પધાર્યા બાદ પરમહંસો સાથે તેણે નવાબ સમક્ષ વાદ કરવા માંડ્યો. પ્રશ્નોની કઢંગાઇ વર્ણવી શકાય તેમ ન હતી, છતાં નવાબને હિંદુ ધર્મ સંબંધી જ્ઞાન ન હોવાથી તેમને સમજ પડતી ન હતી; તે વખતોવખત પૂછીને માહિતગાર થતા. એ બીનાનો લાભ લઇને પરમહંસોનું ભુરૂં દેખાડવાની નાગરોએ બાજી રચી હતી, પરંતુ નિત્યાનંદ સ્વામીએ તેનો બરાબર પ્રતિકાર કર્યો. ઇશ્વર સંબંધી જે જે તેણે અવળા પ્રશ્નો પૂછ્યા તે બધા નિત્યાનંદ સ્વામીએ ખુદાને લાગુ પાડી ઈસ્લામી સિદ્ધાંત પ્રમાણે નવાબને સમજાવ્યા. નરસિંહ પંડ્યા તરફથી પાક પરવરદિગારના સંબંધમાં આવી ખરાબ શંકાઓ થતી જાણી નવાબ નારાજ થયા, અને તેમના જે સરળ ઉત્તર નિત્યાનંદ સ્વામીએ આપ્યા તેથી તેમને સંતોષ થયો. તેમણે પેલા વાચાળ પંડ્યાને રજા આપી અને આવા સાચા ફકીરો સામે એવા બોથડને લાવવા માટે નાગરોને ઠપકો આપ્યો, તથા નિત્યાનંદ

સ્વામીને વંદન કર્યું. શ્રીહરિ પણ નિત્યાનંદ સ્વામીની આ સમયસૂચક ચાતુરીથી બહુ પ્રસન્ન થયા.

સંપ્રદાયની સેવા

ઉપર પ્રમાણે દરેક પ્રસંગે સંપ્રદાયની દૃઢતા, પ્રતિષ્ઠા અને વિસ્તાર માટે એક મહારથીની માફક નિત્યાનંદ સ્વામી ઝુઝ્યા અને સંપ્રદાયને વાદવિવાદોમાં ઉચ્ચ સ્થાન અપાવ્યું. તેમજ મુક્તાનંદ સ્વામીને આચાર્યોની સમ્યક્ પ્રતિષ્ઠા સ્થાપન કરવાનો સંકલ્પ હતો, તેની સર્વ જવાબદારી પોતાના શિર પર લઈ પૂર્ણ કરી. ઉપરાંત શ્રીહરિદિગ્વિજય જેવો મહાન ગ્રંથ રચી તથા બીજાં પણ કેટલાંક પુસ્તકો લખીને સપ્રંદાયની અપાર સેવા બજાવી છે.

શ્રીહરિ પ્રત્યે અચળ નિષ્ઠા અને ભક્તિ

શ્રીહરિ પ્રત્યે નિત્યાનંદ સ્વામીની ભક્તિપ્રધાન, અનન્ય નિષ્ઠા બહુ બળવાન અને અગાધ હતી. તેઓ ઘણી વખત ગાદી ઉપર પંજો મારી મેઘનાદથી ગર્જતા, કે ‘છે કોઇની હિંમત કે ગમે તે શાસ્ત્રનો આધાર લઇને સ્વામિનારાયણ ભગવાન નથી એમ સિદ્ધ કરી આપે? હું જાહેર રીતે સ્વામિનારાયણને પુરુષોત્તમ ભગવાન કહી પોકારું છું.’ આ શબ્દો અને તેની પાછળ રહેલી જ્ઞાનમય, બલવતી બ્રહ્મસત્તા સામે આવનાર કોઇપણ પંડિત કુતર્ક કરવા શક્તિમાન ન થતા.

ભગવાન સ્વામિનારાયણની અપૂર્વ માહાત્મ્ય-જ્ઞાન સહિત ભક્તિની અચળતાનો એક જ દાખલો સદ્‌ગુરુ નિત્યાનંદ સ્વામી માટે બસ છે. જ્યારે સંપ્રદાયમાં શિરોમણિ

રૂપ સત્સંગીજીવન ગ્રંથ રચાતો હતો, ત્યારે તેમાં સૌ સદ્ગુરુઓના અભિપ્રાય પૂછવામાં આવતા. જ્યારે ભગવાન સ્વામિનારાયણના સ્વરૂપમહિમાનો ઉલ્લેખ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે પ્રભુએ પોતે સર્વની સમજણ જોવા સારૂ એ જવાબદારી મોટેરા પરમહંસો ઉપર મૂકી. આથી સમજણના પ્રકારભેદે અંદર મતભેદ ઉભો થયો. સર્વ અવતારના અવતારી સ્વામિનારાયણ ભગવાન છે એમ સ્પષ્ટ ઉલ્લેખ કરાવવાનો આગ્રહ નિત્યાનંદ સ્વામીએ ધર્યો. કેટલાક સદ્ગુરુઓ સિવાય મોટા ભાગે એ કબુલ ન કર્યું. પરંતુ ફક્ત સ્વામિનારાયણ ભગવાન લખવાનો અભિપ્રાય આપ્યો. એ સમય એવો હતો કે પ્રગટ રીતે ભગવાન કહેવા તથા તે પ્રમાણે ગ્રંથોમાં ઉલ્લેખ કરવાની બાબતમાં સમાજની વિરુદ્ધતા બહુ સહેવી પડતી હતી; તેથી તથા અગાઉ ભગવાનના અવતારો થયા તેમનું અનુસંધાન વિશેષ લક્ષમાં રાખીને સર્વ સદ્ગુરુઓએ નિત્યાનંદ સ્વામીનો અભિપ્રાય માન્ય રાખ્યો નહિ. શ્રીહરિ પણ છેવટની કસોટી કરવા જ ધારતા હતા, તેથી તેઓ પણ બહુમતિમાં સામેલ થયા! પોતાના મતમાં પોતે એકલા જ હોવા છતાં નિત્યાનંદ સ્વામીએ નમ્રતાપૂર્વક સર્વને સ્પષ્ટ રીતે સંભળાવી દીધું, કે "જે વસ્તુ જેવી છે તેને તેવી જ કહેવી અને લખવી જોઇએ, આ સિવાય મને બીજી કોઇ વાત માન્ય નથી." ઘણી ચર્ચાઓ થઈ પણ નિત્યાનંદ સ્વામીની દૃઢતાને કોઈ ડગાવી શક્યું નહિ! શ્રીહરિએ પોતે પણ સમજાવ્યા, છતાં પણ વિનયપૂર્વક ઉપરનો જ ઉત્તર આપ્યો. હવે ગ્રંથ-લેખનનું કાર્ય આ મતભેદથી અટક્યું; પરંતુ નિત્યાનંદ

સ્વામીની અવગણના કરવાનું કોના દીલમાં બેસે? પ્રસંગ બરાબર જ ગુંચવાયો. શ્રીહરિએ હવે છેવટની પરીક્ષા હાથ ધરી. તેઓ નિત્યાનંદ સ્વામી ઉપર ભારે ગુસ્સે થયા અને બોલ્યા કે સ્વામી તમને અમે પંક્તિ બહાર મૂકીએ છીએ. જો તમે તમારો દુરાગ્રહ છોડશો તો જ પંક્તિમાં બેસવાની તમને આજ્ઞા છે. ભગવાનનું રુદ્રરૂપ જોઈ તથા અતિ વિષમ આજ્ઞા સાંભળીને બ્રહ્માંડને ડોલાવે તેવા માયાપરની ગતિવાળા મહા સમર્થ સદ્‌ગુરુઓ પણ કંપી ઉઠ્યા! સૌના અંતરમાં જબરો આઘાત થયો. નિત્યાનંદ સ્વામીને કૃપા કરી આગ્રહ તજી દેવા વિનંતિઓ થવા માંડી, પરંતુ નિત્યાનંદ સ્વામી તો શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન થઈ કંઈ પણ ઉદ્વેગ અનુભવ્યા સિવાય હિમાલયની પેઠે અચલ જ રહ્યા તથા ભગવાનની આજ્ઞા પ્રસન્ન વદને શિરસાવંદ્ય કરી! આ સમયનું દૃશ્ય અપૂર્વ—અસાધારણ હતું. જેમણે સંપ્રદાયને માટે પોતાના જીવનનો હોમ કર્યો; જેઓ વિદ્યા પ્રાપ્ત કરી, અનેક ગ્રંથો રચી, સભાઓ જીતી, કરડાંમાં કરડાં વર્તમાન પાળી સદ્‌ગુરુ તરીકે ભગવાન સ્વામિનારાયણનું અગ્રગણ્ય શિષ્યત્વ પ્રાપ્ત કરી તેમના જમણા ભુજનું સ્થાન પામ્યા; તેમને આટલી દેદીપ્યમાન દિવ્ય કારકીર્દિ પછી પોતાના જ પ્રભુ તરફથી જાહેર તિરસ્કાર મળે; છતાં તેમના પ્રત્યેની નિર્મળ ભક્તિ અને સ્વરૂપ-નિષ્ઠામાં રંચ સરખો ફેર ન પડે; હૃદયમાં લેશ માત્ર ગ્લાનિ ન થાય; એ જ્ઞાન, એ ભક્તિ અને એ મહિમાને કેમ વર્ણવી શકાય? જગતનાં ક્ષુદ્ર જંતુઓ એને કેમ પારખી શકે?

હવેથી દિનચર્યાના કેટલાક ક્રમમાં નિત્યાનંદ સ્વામી નથી દેખાતા. તેમના તરફ જાણે સર્વ જગત્ રીસાયું હોય તેમ દેખાય છે. સભામાં તેમની હાજરીની ભવ્યતાને બદલે બધું સામસુમ જણાય છે. ભોજન સમયે સર્વથી અલગ બેસી આ સદ્દગુરુ જમતા જણાય છે. આ બધું જોઈ સર્વનાં અંતર વલોવાઈ જતાં હતાં! ફક્ત એક મુનિ નિત્યાનંદનો આનંદ નિત્ય હતો. બરાબર સાત દિવસ સુધી પોતાના પ્રભુની આજ્ઞાનું પાલન એટલું યથાર્થ રીતે કર્યું, કે જાણે એ જ રીતે બાકીનું જીવિતવ્ય પૂરૂં કરવાનું જ ન હોય! કૃપાસાગર શ્રીહરિએ જોયું, કે દૃઢતા અને અનન્ય ભક્તિનિષ્ઠાનો ખરો આદર્શ સર્વને અપાઇ ચુકયો છે; ત્યારે આઠમે દિવસે ભગવાનથી ન રહેવાયું. તેઓ અતિ હર્ષઘેલા થઈ નિત્યાનંદ મુનિને ભેટી પડયા! છુટા પડયા, ફરી ભેટયા! પ્રભુની પ્રસન્નતાનો વરસાદ વરસ્યો! નિત્યાનંદ મુનિને તો આજ્ઞાપાલનના આનંદમાં પ્રભુની ભેટના આનંદથી ઓર વધારો થયો! પરમહંસ મંડળ સાનંદાશ્ચર્યમાં સ્તબ્ધ થઇ ગયું! શ્રીહરિએ સર્વ સભા સમક્ષ નિત્યાનંદ સ્વામીની મુક્ત કંઠે પ્રશંસા કરી તેમને મૂળ સ્થાને સ્થાપ્યા! પછી ભગવાને શ્રીમુખે કહ્યું, કે અમે અવતારના અવતારી અને સર્વના કારણ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન અક્ષરાધિપતિ છીએ એવી નિત્યાનંદ સ્વામીની સમજણ બરાબર છે. ગ્રંથમાં પણ એ જ લખવું. આથી સર્વ પરમહંસ તથા હરિજનોને અતિશય આનંદ થયો અને નિત્યાનંદ સ્વામિનો મહિમા પણ સર્વને સમજાયો. આ રીતે સ્વામીએ સંપ્રદાયની અમાપ સેવા કરી.

સંવત ૧૯૦૮ ના માગશર શુદી ૮ ના રોજ નિત્યાનંદ

દેહત્યાગ

સ્વામીની તબીયત નરમ જણાઈ, ધીમે ધીમે જ્વર વધ્યો. મોટા સદ્ગુરુઓ, આચાર્યજી મહારાજ તથા હરિજનો, પાર્ષદો વગેરે સહિત સ્વામી સત્સંગીજીવન સાંભળવા લાગ્યા. વચ્ચે વચ્ચે કીર્તનભક્તિ પણ કરાવતા તથા ઉપદેશ પણ કરતા જતા હતા. એમ કરતાં શુદી ૧૧ નો દિન આવ્યો ત્યારે છેવટની ભલામણો કરતાં સ્વામીએ કહ્યું, કે હવે મતવાદીઓના વિવાદોની ઘણી ઉપાધિઓ શમી ગઇ છે અને સંપ્રદાયની મર્યાદા બંધાઇ ચૂકી છે, માટે સૌ ખબરદાર થઇને ભગવાન સ્વામિનારાયણની આજ્ઞા પ્રમાણે જ વર્તજો. પરસ્પરની મર્યાદાઓનો લોપ થવા દેશોમાં. હવે મારૂં કાર્ય પૂર્ણ થાય છે તેથી અક્ષરધામમાં જઈશ. આ વચનો સાંભળી આચાર્યજી મહારાજ સહિત સર્વ સંત–હરિજનોને અતિ દુઃખ થયું, પણ પ્રભુઇચ્છા ધારી સહુએ ધીરજ રાખી. આ સમયે શુકાનંદ સ્વામીએ સત્સંગીજીવનના પ્રથમ પ્રકરણની ટીકા લખેલી તે તથા ગોપાલાનંદ સ્વામીએ વ્યાસસૂત્રનું ભાષ્ય કરેલું તે બંને પુસ્તકો સ્વામી પાસે રજુ કર્યાં; તે જોઇને સ્વામી બહુ રાજી થયા. તેમણે બંને પુસ્તકોની પૂજા કરી, બંને સદ્ગુરુઓને ધન્ય-વાદ આપ્યા. પછી પોતે દઢ આસન વાળી અંતરવૃત્તિ કરી, એટલે સર્વના અતિ આશ્ચર્ય વચ્ચે મહાતેજનો સમૂહ પ્રગટ્યો; તેમાં વૈમાને સહિત એવા શ્રીહરિનાં સૌને દર્શન થયાં તથા નિત્યાનંદ સ્વામીને તેમની સાથે જતાં સહુએ જોયા. આમ જીવનની છેલ્લી પળ સુધી-પણ નિષ્કામ જીવન-ચર્ચા કરતા કરતા જ સ્વામી અક્ષરનિવાસી થયા.

વ્યાસની ઉપમા

નિત્યાનંદ સ્વામી સંપ્રદાયમાં વિદ્વત્તાથી વ્યાસ મનાતા હતા. એક સમર્થ સન્યાસી શ્રીપાત વામન સ્વામી નામે શ્રીહરિના શિષ્ય હતા, તે બહુ સારા પૌરાણિક હતા. તે વખતો વખત કહી જતા કે હું જમદગ્નિ છું. તેઓ એક સમયે ભાગવતના એક શ્લોકનો ખરો અર્થ પૂછવા સારૂ નિત્યાનંદ સ્વામી પાસે ખાસ ચાલીને ઉમરેઠ ગયા હતા. તે બાબત લુણાવાડામાં તેમને કોઇએ પૂછેલું, કે સ્વામી ! તમે આટલા વિદ્વાન પૌરાણિક છો, વળી ઘણા સાધુઓને તમે ભાગવત સંપૂર્ણ ભણાવ્યું છે, છતાં એક શ્લોક માટે નિત્યાનંદ સ્વામીને પૂછવા ગયા એમ કેમ ? ત્યારે વામન સ્વામીએ ઉત્તર આપેલો, કે "એમણે તો ભાગવત રચ્યું છે અને હું તો ભણ્યો છું; તેથી એમને જે ખબર હોય તે મને કયાંથી હોય ?" મતલબ કે નિત્યાનંદ સ્વામી તો વ્યાસ છે આ ઉપમા વિદ્વત્તામાં સર્વોપરિ તરીકે જ અપાતી, પરંતુ એ તો અક્ષરાધિપતિ પુરુષોત્તમની સાથે આવેલા મુક્તરાજ હતા એમ એમની ઉપાસના અને ભક્તિ જ કહેતાં હતાં.

શારીરિક સ્મરણો

નિત્યાનંદ સ્વામીનાં શારીરિક સ્મરણો પણ અદ્ભુત છે. તેમનું બ્રહ્મવર્ચસ વિલસતું સુંદર, ગૌર વપુ એટલું પ્રચંડ હતું કે તેમને બેસવા માટે સ્વતંત્ર ગાડી જોઈતી. સ્વામીને ગાડીમાં બેસવું હોય ત્યારે ગાડીને ઉલાળવી જ પડતી ! તેમના પ્રસ્થૂલ, દીર્ઘ ભુજદંડ બબ્બે મજબૂત જુવાન ખભે ઉચકતા ! તેમની અપ્રતિમ પ્રતિભાભરી મુખકાંતિ અને તેજસ્વી, વિશાળ

લોચનનું તેજ એ સામાન્ય મનુષ્યથી જીરવી ન શકાય તેવાં હતાં. જેમણે સ્વામીનાં દર્શન કર્યાં છે તે કહે છે, કે તેમના પગનાં તળાં ચકલાંની જીભ જેવાં અરુણ અને સુકોમળ હતાં ! કોટિ કોટિ રૂપીયાની દ્રવ્યસંપત્તિમાં ગર્ભશ્રીમંત તરીકે જન્મ્યા છતાં એ વૈભવને લાત મારી જેમણે પુરુષોત્તમ ભગવાનને સમીપે રહી અનંત દિવ્ય સંપત્તિ હસ્તગત કરી, તે પુરુષમાં આટલાં રૂપ, આટલા ગુણ અને આટલાં ઐશ્વર્ય ન હોય તો પછી કોનામાં હોય ?

સંપ્રદાયની સેવા

સ્વામીએ અગાધ પંડિતતા તથા અચલ નિષ્કામ ભક્તિ વડે કરેલી સત્સંગની મહાન સેવા ન ભૂલાય તેવી છે. હરિલીલામૃતના સાગર સમો ગીર્વાણની અદ્ભુત છટાભર્યો હરિદિગ્વિજય ગ્રંથ તથા બીજાં કેટલાંક કવચો, સ્તોત્રો અને પ્રાકૃત ભાષાના પણ ગ્રંથો જેની ટીપ આ સાથે છે—એ નિત્યાનંદ સ્વામીના ચીર સ્મરણીય અવશેષો ઉદ્ધવી સંપ્રદાયના અખૂટ કૌવત સમાન છે.



## સદ્ગુરુ નિત્યાનંદ સ્વામીના ગ્રંથો અને લેખોની નોંધ

સંસ્કૃત—૧ શ્રીહરિદિગ્વિજય ૨ હરિકવચ ૩ શ્રીહનુમત્કવચ

પ્રાકૃત—૧ દશમ પૂર્વાર્ધ ૨ ભાગવત્ પંચમ ૩ વિદુરનીતિ
૪ ભગવદ્ગીતા ૫ કપીલગીતા. ૬ ગુણવિભાગ
૭ વૈકુંઠદર્શન ૮ અવતારચરિત્ર ૯ નારાયણકવચ
૧૦ નિષ્કામશુદ્ધિ ૧૧ શિક્ષાપત્રીની ટીકા

## સદ્‌ગુરુ બ્રહ્માનંદ સ્વામી



नानापद्यसुकाव्यशीघ्ररचनादक्षं स्वधर्मेस्थिरं ।
छन्दोभिः स्वकृतिर्हरिं वृषभुवं संप्रीणयामास यः ॥
मैत्रीं तेन गतं स्वनर्म वचनैः संहासयन्तं स्थिरं ।
ब्रह्मानन्दमुनिं नमामि तमहं देशाद्यभिज्ञं मुदा ॥

# સદ્ગુરુ બ્રહ્માનંદ સ્વામી

ઉદ્ધવી સંપ્રદાયના આદિ આચાર્ય ઉદ્ધવાવતાર સદ્ગુરુ રામાનંદ સ્વામી જ્યારે પ્રગટ પુરુષોત્તમ નારાયણના પ્રાકટ્ય પૂર્વે સદ્ધર્મની ભૂમિકા તૈયાર કરતા હતા, ત્યારે અનેક દૈવી જીવો તેમને આશ્રયે આત્મશાંતિનું પાન કરી રહ્યા હતા. સ્વામી રામાનંદજી પણ એવા દૈવી જીવોની શોધમાં ભ્રમણ કરી રહ્યા હતા. એક સમયે તેઓશ્રી ફરતા ફરતા આબુ ગિરિરાજની પવિત્ર તળેટીમાં, ડુંગરપુર પ્રગણાના ખાણ નામે ગામમાં પધાર્યા. ત્યાં શંભુદાન ગઢવી નામે એક ધર્મનિષ્ઠ, શ્રદ્ધાળુ બારોટ તથા તેમની પ્રતિવ્રતા પત્ની લાલબા વસતાં હતાં. આબુ ગિરિની યાત્રાએ આવતા જતા સંતપુરુષોની સેવા તેઓ બહુ ભાવપૂર્વક કરતાં. સત્પુરુષોના સમાગમનું તેમને દૃઢ વ્યસન પડયું હતું. નિર્મળ, ધાર્મિક વૃત્તિથી તેમણે ઘણા સાધુપુરુષોના અંતરથી આશીર્વાદ મેળવ્યા હતા. સદ્ગુરુ રામાનંદ સ્વામીનું આગમન સાંભળ્યું કે તુર્ત ત્યાં જઇ શંભુદાન ગઢવીએ વિનંતિ કરી તેમને આદરપૂર્વક પોતાને ઘેર પધરાવ્યા, અને ભાવ સહિત બહુ પરિચર્યા કરી. રાત્રિએ સ્વામી જ્યારે હરિવાર્તા કરવા લાગ્યા, ત્યારે ત્યાં ઘણાં માણસો ઉપદેશ સાંભળવા ભેગાં થયાં. અનેક સાધુ વૈરાગી જોયેલા તેના કરતાં આ પુરુષમાં ધર્મનું તેજ અને

શંભુદાન ગઢવી અને લાલબા

રામાનંદ સ્વામીનું આગમન

પ્રભા અનેરા પ્રકારનાં હતાં, તેથી તથા અમૃત સમાન વાણીથી સર્વજનો પ્રસન્નતાપૂર્વક સ્વામી રામાનંદજી તરફ તલ્લીન થયાં હતાં. આ સમયે દેવી લાલબા એક તરફ બેઠેલાં હતાં. તે સગર્ભા હતાં, અને દિવસની પરિચર્યાથી શ્રમિત થયાં હતાં એટલે નેત્રમાં કંઇક નિદ્રા આવી. સ્વામી તો મનુષ્યના ધર્મ સમજાવતા હતા તેવામાં દેવી લાલબાના ગર્ભમાંથી ગંભીર અવાજ થયો, કે 'હે મહારાજ પ્રગટ પુરુષોત્તમનો મહિમા કહો' આ સાંભળી સર્વ જનો આશ્ચર્યચકિત થયાં ! રામાનંદ સ્વામીએ એ ગર્ભવાણીનો ઉત્તર આપ્યો, કે 'મહાનુભાવ ! પ્રગટ પ્રભુનો અપાર મહિમા તો આપ જ વિસ્તારશો. હું તો અંશ માત્ર કથું છું. આ પ્રશ્નોત્તરનો ખુલાસો જાણવા લોકોએ જીજ્ઞાસાથી વિનંતિ કરી ત્યારે સ્વામીએ કહ્યું, કે લાલબાના ઉદરથી એક મહામુક્ત જન્મશે. તે મહાવિદ્વાન, વિચક્ષણ અને કવિ થશે, તથા ગૃહનો ત્યાગ કરી પ્રગટ પુરુષોત્તમ નારાયણને મળશે અને અનેક મહાન કાર્યો કરશે. આ સાંભળી લોકો સહુ હર્ષ પામ્યાં. પ્રભાતે સ્વામીનું પ્રેમપૂર્વક પૂજન કરી સન્માન સહિત વિદાય કર્યા.

ગર્ભવાણી

લાડુ બારોટનો જન્મ

કેટલોક સમય વીત્યા બાદ દેવી લાલબાના ઉદરથી એક સુંદર, કાંતિમાન પુત્ર રૂપે એક મહામુક્ત અવતર્યા; જે આગળ જતાં સદ્‌ગુરુ બ્રહ્માનંદ સ્વામી નામે પ્રસિદ્ધ થયા. જન્મ વખતે વિક્રમનો ૧૮૨૮મો સંવત ચાલતો હતો. હર્ષના સમુદ્રમાં ઝીલતાં માતા પિતાએ પુત્રને વિધિસર સંસ્કારો કરાવીને

'લાડુ' નામ ધરાવ્યું. કહેવત છે કે 'જે નર રૂપે આગળા તે નગુણા નવ હોય' તેમ આ સુઘટિત બાંધાના, સમ પ્રમાણ અંગવાળા, ગૌર, સુકુમાર પુત્રે બાળપણથી જ તુચ્છ રમતમાં મન પરોવ્યું નહિ; પણ ઇશ્વરભક્તિ ઉપર તેમને રુચિ થવા લાગી. નૈસર્ગિક સૂક્ષ્મ બુદ્ધિ, વિલક્ષણ વાક્ચાતુર્ય અને માર્મિક રમુજભર્યા વિશુદ્ધ હાસ્યવિનોદથી તેઓ સૌને પ્રિય થવા લાગ્યા. નાનાં જોડકણાં, દોહા, સાખીઓ વગેરેથી કુદરતી કવિત્વ તેનામાં ઝળકવા લાગ્યું. પરંતુ પ્રતિદિન વધતી જતી ઉમરે તેમને માતાના ઉદરમાંથી જ એક દિવ્ય પ્રતિમા દૃષ્ટિપથમાં દેખાયા કરતી હતી, તે તરફ તેમની વૃત્તિ આતુર રહેતી.

બાળપણાનું દૈવત

લાડુ બારોટ પંદર વર્ષની વયે પહોંચ્યા ત્યારે તેમના પિતા સાથે એક વખત ઉદેપુરના રાણાના દરબારમાં લગ્નપ્રસંગે ગયા. ત્યાં તેમણે પોતાનાં પ્રાથમિક કવિતો રાણાજીને સંભળાવ્યાં. રાણાજીને બાળકમાં અદ્ભુત શક્તિ જણાઇ, તેથી તેમણે શંભુદાન ગઢવીને ભલામણ કરી, કે લાડુને પીંગળશાસ્ત્ર ભણવા કચ્છમાં મોકલો. જો તે પૂરો અભ્યાસ કરી આવી અહિં રહેશે તો અમે એક પ્રગણું બક્ષિસ આપીશું. આ સૂચનાથી લાડુ બારોટને તેમના પિતાએ કચ્છમાં મોકલ્યા. તે પ્રમાણે લાડુ બારોટ ધમડકા ગામે લાધા રજપુતને ઘેર જઈ અભ્યાસ કરવા લાગ્યા. ત્યાં કેટલોક અભ્યાસ કરી લીધા પછી ભુજમાં વ્રજની પાઠશાળામાં આઠ વર્ષ સુધી રહી કાવ્ય-

વિદ્યાભ્યાસ

શાસ્ત્રનો ઉત્તમ અભ્યાસ કર્યો. હીરો જેમ સરાણે ચડીને ઓપદાર થાય છે તેમ આ સમર્થ પુરુષ કવિઓના વંશમાં જન્મ ધરી કાવ્યશાસ્ત્ર ભણ્યા, એટલે તેમનાં વિદ્યા તથા ઓજસ્ જ્વલંતપણે પ્રકાશી નીકળ્યાં. તેમની અદ્‌ભુત શક્તિ ચમત્કારિક કાવ્યો દ્વારા પ્રગટ થવા લાગી. તેમનાં કાવ્યો ઝડઝમક, પદલાલિત્ય, અર્થગાંભીર્ય અને રસના મનોહર મિશ્રણથી લોકોમાં અતિપ્રિય થવા લાગ્યાં, તેમ તેમ કવિમાં વાક્ચાતુરી અને શીઘ્ર કવિત્વ વધવા લાગ્યાં. હવે તેમણે રાજારજવાડાઓમાં પોતાની સફર શરૂ કરી જોધપુર, જયપુર, બીકાનેર આદિ રજપુત રાજ્યો તથા કાઠિયાવાડનાં જુનાગઢ, જામનગર, ભાવનગર આદિક મુખ્ય મુખ્ય રાજ્યોની મુલાકાત લીધી. જ્યાં જ્યાં લાડુ બારોટ ગયા ત્યાં ત્યાં બહુ સન્માન પામ્યા. તેમનાં કાવ્યોની કદર કરવા માટે રાજ્યોમાંથી માનપૂર્વક મોટી બક્ષિસો આપવામાં આવી. ભાવનગરના વજેસિંહજી દરબારે ઘણી મૂલ્યવાન બક્ષિસ આપી ઉત્તમ રીતે કદર કરી. આ રીતે અનેક સ્થળેથી સારા શિરપાવ સહિત સત્કીર્તિ કમાઇને કવિશ્રી ભૂજમાં આવ્યા. ત્યાં કચ્છના રાવે પણ સારૂં સન્માન કર્યું. આજ અરસામાં કવિશ્રીના સમગ્ર જીવનનો પલટો થવાનો પ્રસંગ બન્યો.

**કવિ તરીકેની ખ્યાતિ**

કવિશ્રી ભુજમાં આવ્યા ત્યારે સંવત ૧૮૬૦ની આસપાસનો સમય હતો. તેમને જાણ થઇ કે ભૂજમાં સુતાર સુંદરજી ભાઇને ઘેર પ્રગટ પ્રભુ સ્વામિનારાયણ પધાર્યા છે. આથી તેમને

**ભગવાન સ્વામિનારાયણનો મેળાપ**

મળવાની ઇચ્છા થઇ અને તેઓ સુંદરજીભાઇને ઘેર ગયા. સર્વ શ્વેત વસ્ત્રો સજી એક ઉંચા આસન ઉપર શ્રીહરિ વિરાજ્યા હતા, અને કંઠમાં કુસુમનો હાર હીંહળતો હતો. આ સુંદરતાના ધામ સરખી માધુરી મૂર્તિને નિહાળી કવિશ્રીની દૃષ્ટિ તેમાં સ્થિર થઈ ગઈ અને નેત્રમાંથી હર્ષનાં અશ્રુની ધારા ચાલી! માતાના ગર્ભમાં હતા ત્યારથી અત્યાર સુધી પોતાના દૃષ્ટિપથમાં જે દિવ્ય પ્રતિમા નિરંતર દેખાયા કરતી હતી તે જ આ પ્રગટ સ્વામિનારાયણ છે એમ અંતરમાં નિશ્ચય થયો અને તેમનો આનંદ સાગર છલક્યો! તેમણે ટપકતાં અશ્રુએ ગાવા માંડયું:—

" ધન્ય આજની ઘડી રે ધન્ય આજની ઘડી;
મેં નીરખ્યા સહજાનંદ ધન્ય આજની ઘડી! "

આવી ચાર કડીઓ ગાઈ. તેમાં 'લાડુ સહજાનંદ નીરખતાં ઠરી આંખડી' એ છેલ્લી લીટી તો શ્રીહરિ સામે જોઈ ઉંચો સ્વર કરી કરીને વારે વારે પોકારી પ્રેમની ઊર્મિ ઠાલવી. લાંબા કાળના વિયોગ પછી પ્રિય વસ્તુની પ્રાપ્તિ થાય તે સમયના જેવો હર્ષોન્માદ કવિશ્રીના હૃદયનો જોઇ સર્વ જનો ચકિત થયાં. પછી તેમણે ગદ્ગદ કંઠે પ્રભુનું પૂજન કર્યું અને તે જ સમયથી ભગવાન સ્વામિનારાયણના આશ્રિત થયા.

**બે બહેનોનો ઉપદેશ**

ભૂજમાં કંઇક દિવસો રોકાઇને કવિશ્રી વતન તરફ ગયા. ત્યાંથી પાછા ફરતા ફરતા કાઠિયાવાડમાં આવ્યા. પાલીતાણાના દરબારે તેમને બહુ ભારે બક્ષિસ આપી. ત્યાં તેમનાં પ્રતિષ્ઠા, સન્માન અને વિદ્વત્તા જોઈ કોઇએ ટકોર કરી, કે કવિરાજ! તમે

બહુ વિદ્વાન ને વિચક્ષણ છો, પણ જો એક કામ કરો તો ધન્યવાદ ખરો. ગઢડા ગામમાં એભલ ખાચરની બે પુત્રીઓ નાની ઉમરમાં સંસારનો ત્યાગ કરી આકરું બ્રહ્મચર્ય વ્રત લઇને બેઠી છે; તેમનું દિલ કોઈ ડોલાવી શકતું નથી; તમે જે કાવ્યોના રસશૃંગારમાં સર્વને તન્મય કરી મૂકો છો તે વડે જો એ બે બહેનોના દિલમાં સાંસારિક અસર નીપજાવો તો મનાય કે તમારા શબ્દોમાં બળ છે. વળી કોઈ સ્ત્રી ત્યાગી થઈ સાંભળી નથી અને આ બહેનો ત્યાગી થઇને રહે એ પણ બરાબર નથી, માટે તમારી શબ્દશક્તિનો ત્યાં ઉપયોગ કરવો જોઇએ.

રજવાડાઓની પ્રતિષ્ઠા પામી રાજસી બનેલા કવિશ્રીને આ ટકોર દીલમાં લાગી ગઈ! તેમણે વિચાર્યું કે ખરૂ છે, સ્ત્રીઓને ત્યાગી થવાની શી જરૂર છે? માટે મારે ગઢડે જઈ તેમને સમજ તો આપવી. આમ નક્કી કરી પોતાના દમામદાર રીસાલા સહિત સીધા ગઢડે આવ્યા. પગથી માથા સુધી જરીયાની વસ્ત્રોમાં રાજાજ થઇ, રાજાઓની મોજમાંથી મળેલાં નંગ જડીત આભૂષણો અંગે અંગ પહેર્યાં હતાં. વિદ્યા અને લક્ષ્મીનો એક સરખો પ્રકાશ કવિશ્રીના અંગમાં ખીલી રહ્યો હતો. સર્વત્ર પ્રસરેલી યશઃસુરભિના ગૌરવે તેમની છાતી ગજ ગજ ઉંચી આવતી હતી. ગઢડામાં આવીને પ્રથમ કવિશ્રી શ્રીહરિનાં દર્શને ગયા. ત્યાં પ્રેમપૂર્વક દંડવત્ પ્રણામ કરી બહેનો પાસે જવાની આજ્ઞા મેળવવાની ઇચ્છાથી બેઠા. શ્રીહરિએ આદરપૂર્વક ક્ષેમકુશળ પૂછયા. વાતનો પ્રસંગ નીકળતાં કવિશ્રીએ પોતાનો આવવાનો હેતુ જણાવ્યો.

તે સાંભળી શ્રીહરિએ અનુમોદન આપી બહેનોને આગ્રહ-પૂર્વક સમજાવવા આજ્ઞા કરી. આથી તો કવિશ્રીને વિશેષ હિંમત આવી.

દાદા ખાચરના દરબારગઢમાં અગાઉથી ખબર કહેવરાવી કવિશ્રી ત્યાં ગયા. બે બહેનો જીવુબા (જયા) અને લાડુબા (લલિતા) એમણે કવિશ્રી કહે તે ખુશીથી સાંભળવા ઇચ્છા બતાવી. બંને બહેનો પડદા પાછળ બેઠેલાં હતાં, તેમનાથી દૂર ચાકળો નખાવી કવિશ્રીને સત્કારપૂર્વક ત્યાં બેસાડ્યા. પ્રાસ્તાવિક વાતચીત થયા બાદ કવિશ્રીએ વ્યાવહારિક શાણપણની રીતે વાતની શરૂઆત કરી. ધીમે ધીમે ધીમે બારોટની વાચાળ શૈલીમાં વાતનો રંગ એટલો જમાવ્યો, કે શૃંગાર રસ ખડો કરી દીધો ! રજોગુણની ઇંદ્રજાળમાં રસિક કાવ્યોથી કવિએ રંગ પૂરવા માંડ્યા. કલ્પનાઓનો ચિતાર તાદૃશ્ય થાય તેવાં વર્ણનો ભભકભરી ભાષામાં કરી કરી સંસારને સુખના સમુદ્ર જેવો કરી બતાવ્યો. આ બધું અથથી ઇતિ સુધી બંને બહેનોએ ધીરજ અને સ્વસ્થતાથી સાંભળ્યું. જ્યારે કવિએ અનેક દાખલા દૃષ્ટાંતમય ઉપદેશ પૂરો કરી પોતાની સમજાવટને અંતે બહેનોનો અભિપ્રાય માગ્યો, ત્યારે તેમણે પોતાના તરફથી બે શબ્દો કહેવાની ઇચ્છા જણાવી. કવિશ્રી તે આદરપૂર્વક સાંભળવા તત્પર થયા; ત્યારે મોટાં બહેને બોલવા માંડ્યું. નૈષ્ટિક બ્રહ્મચારિણી દેવી સરસ્વતી આકાશવાણી કરતી હોય તેમ પડદા પાછળથી ઓજસ્વતી, શાંત અને મધુર વાગ્ધારા છૂટવા લાગી ! બ્રહ્મચર્યનો મહિમા, દુર્લભ મનુષ્યજીવનનું કર્તવ્ય અને

પ્રગટ પ્રભુનો ચોગ એમની યથાસ્થિત કિંમત આંકી બતાવી, સંસારના તુચ્છ વિષયો અને તેના મોહ ઉપર મજબૂત ફટકા મારવા માંડ્યા. કવિશ્રીએ વર્ણવેલાં સંસારનાં સુખોની ક્ષણભંગુરતા તથા તેનાથી પ્રાપ્ત થતી અનંત જન્મની સંસૃતિનાં શબ્દચિત્રો આલેખવા માંડ્યાં. કવિશ્રી તો ચિત્રવત્ સ્તબ્ધ બની આ અમૃતવાણીનું પાન કર્યે જ જતા હતા! તેમના અંતરમાં કંઈક અનેરી ઉથલ-

**અંગ પલટ્યું**

પાથલ થવા માંડી! પડદા પાછળના મુક્ત આત્માઓની વિરાગવૃત્તિનો પ્રચંડ તાપ તેમની રાજસી પ્રકૃતિના વનમાં દવ લાગે તેમ લાગવા માંડ્યો! બાઇઓનું જ્ઞાન જોઇ કવિશ્રીને પોતાની સમજણનું માન ઉતરવા લાગ્યું. તેમની સરળ, વિશુદ્ધ અને તલસ્પર્શી વાતો આગળ પોતાની વાક્પટુતા નિર્બળ ભાસવા લાગી! તેમનું ધર્મ, જ્ઞાન અને તીવ્ર વૈરાગ્ય સહિત ભક્તિથી વૃદ્ધિ પામેલું આત્મબળ જોઇ કવિની સર્વ વૃત્તિઓ જેમ નિર્મળીનાં બીજ વડે ડહોળું જળ સ્વચ્છ થાય તેમ સ્વચ્છ બની સ્થિર થવા લાગી; અને પોતાની અપૂર્ણતા તરફ અંતર્દૃષ્ટિ થવા માંડી. રાખથી ઢંકાયેલો જ્વલંત અંગારો ઉપરની છારી ઉડી જતાં પ્રજળી ઉઠે તેમ પડદા પાછળના મુક્તાત્માની આકરી ફૂંક વડે કવિશ્રીનો આંતર્ વિરાગ ભભુકી ઉઠ્યો! તેમના ચિત્ત ઉપર જે અસ્વાભાવિક સાંસારિક આચ્છાદાન હતું તે ભસ્મ થઇ ગયું. હવે તેમણે હાથ જોડી બહેનોને વિનંતિ કરી, કે બસ કરો માતાજી! હું બધું સમજી ગયો છું. મારી ભૂલ મેં જોઇ લીધી છે. હું પ્રતિજ્ઞા કરું છું, કે આજથી મારે માટે ભગવાનના સંબંધ સિવાયના

સાંસારિક વિષયો ત્યાજ્ય છે. આમ કહી પોતાના અંગ ઉપર ધારેલાં બહુ મૂલ્યવાન સર્વ વસ્ત્રો તથા અલંકારો ઉતારી નાખ્યાં અને ત્યાંથી રજા લઇ સાદા વેશમાં ભગવાન સ્વામિનારાયણ સમીપે હાથ જોડી હાજર થયા. અને શ્રીહરિને પ્રાર્થના કરવા લાગ્યા, કે કૃપાનાથ! મને તમારા ચરણારવિંદમાં રાખો. ઉદ્ધવજીને ગોપીઓ પાસે શ્રીકૃષ્ણ ભગવાને મોકલ્યા હતા તેમ મને પણ અનુગ્રહ કરી, હે પ્રભુ! આપે જ્ઞાન લેવા મોકલ્યો તે મોટી કૃપા કરી છે. હવે હું સંસારથી વિરક્ત થયો છું; આપની સેવામાં મને કૃપા કરી સ્વીકારો. પ્રભુએ તેમની પ્રાર્થના અને અંતર્‌વૃત્તિ જોઇ પ્રસન્નતા પૂર્વક સમીપમાં રાખ્યા. કવિશ્રીએ પોતાના સર્વ રીસાલાને રવાના કર્યો; પોતાનાં વાહન, વસ્ત્ર, આભૂષણ ઇત્યાદિ સર્વ તેમને આપી પોતે છેવટની રજા લીધી! આ રીતે કવિશ્રી જીવનના સકલ ભોગ, વિલાસ, સમૃદ્ધિ, મહત્ત્વાકાંક્ષા અને લોકકીર્તિ આદિ સમગ્રના ત્યાગની મહાન આહૂતિ હોમી, નિષ્કામપણે જીવનયજ્ઞની વરુણીમાં ભગવાન સ્વામિનારાયણને અર્પણ થયા!

ત્યાગનો માર્ગ

હવે કવિશ્રી શ્રીહરિ સાથે પ્રદેશોમાં ફરવા નીકળ્યા. તેમનો તીવ્ર વૈરાગ્ય અને ત્યાગવૃતિ જોઇ, શ્રીહરિએ સિદ્ધપુર જતાં વચ્ચે જેરીતા ગામે મુકામ કરેલો ત્યાં તેમને ભાગવતી દીક્ષા આપીને શ્રીરંગદાસ નામ ધરાવ્યું. પરંતુ જ્યારે ઉદ્ધવી સંપ્રદાયની વિશુદ્ધિ તથા ધર્મપ્રભાથી ઝંખવાયેલા ભેખધારી

ભાગવતી દીક્ષા

અને દ્વેષી મતવાદીઓએ સાધુઓ ઉપર અત્યાચારો કરવાની મર્યાદા મૂકી અનેક કષ્ટો આપવા માંડયાં તથા અસહ્ય પ્રહારોની વૃષ્ટિ કરવા માંડી, ત્યારે શ્રીહરિએ ક્ષમાની મૂર્તિ જેવા પોતાના સાધુઓને શિખાસૂત્રાદિ બાહ્ય ચિહ્નનોનો ત્યાગ કરાવી પરમહંસ દીક્ષા આપી; અને અલક્ષપણે વર્તવાની આજ્ઞા કરી. જેથી દ્વેષીઓની દુષ્ટતામાંથી સાધુઓનો કંઈક બચાવ થયો. આ સમયે સાધુઓનાં પરમહંસ તરીકે બીજાં નામ ધરાવ્યાં, ત્યારે શ્રીરંગદાસનું નામ બ્રહ્માનંદ સ્વામી રાખ્યું.

દૃઢતા

બ્રહ્માનંદ સ્વામીના પૂર્વાશ્રમનાં સંબંધીઓએ જ્યારે દીક્ષા લીધાની વાત જાણી ત્યારે તેઓ તેમનો વિવાહ ( વેવીશાળ ) નક્કી કરી પાછા બોલાવી જવા સારૂ આવ્યાં અને અતિ આગ્રહ કર્યો; પણ સ્વામી તો નિશ્ચયમાં પર્વતની પેઠે અચળ રહ્યા. સંબંધીઓએ અનેકવિધ સમજાવટ કરી પણ ઉત્તરમાં સ્વામીએ 'રે સગપણ હરિવરનું સાચું' એ પદો તત્કાળ રચીને સંભળાવ્યાં. એ પદોમાં સતી, શૂરો વગેરેનાં અંગનાં દૃષ્ટાંતો એવી બલવતી, દૃઢ ભાષામાં આપ્યાં, કે તે સાંભળી સંબંધીઓએ તેમને પાછા લઈ જવાની આશા છોડી. તેવી જ રીતે વડોદરાના મહારાજા તરફથી કવિ તરીકે પોતાની પાસે રાખવા સારૂ પચીશ હજારની ઉપજનું ગામ બક્ષિસમાં આપવાની સૂચના થયેલી, પણ જેણે જીવનયજ્ઞ આરંભ્યો તેને સંબંધીઓનો સ્નેહ કે સમૃદ્ધિની લાલચ કેમ ડગાવી શકે? ઉલટાં એ તો જીવનયજ્ઞની અમૂલ્ય આહૂતિ જ બને.

હવે બ્રહ્માનંદ સ્વામીએ સત્સંગની સેવામાં સંપૂર્ણ-પણે ઝુકાવ્યું. તેઓ દરરોજ અમુક કીર્તનો નવાં લખતા જ. જ્યારે જ્યારે શ્રીહરિનું કોઇ ચરિત્ર દૃષ્ટિએ ચડતું, ત્યારે ત્યારે તેમનું અતિ સુંદર ભાવભર્યું કાવ્ય રચીને ગાતા. એ કાવ્યો સખાભાવનાં, સખીભાવનાં, દાસભાવનાં અને પરમ ભક્તિરસનાં જન્મતાં. આથી પ્રસન્ન થઇને શ્રીહરિએ વર આપ્યો હતો કે બ્રહ્માનંદ સ્વામીનાં સો કીર્તન દરરોજ ગાશે તેને હું પ્રત્યક્ષ દર્શન આપીશ. અને એ રીતે દર્શન આપેલાં પણ ખરાં. કીર્તનો ઉપરાંત સંપ્રદાય માટે ગ્રંથો રચવાનું કામ પણ સ્વામીએ હાથ ધર્યું હતું. પૂર્વાશ્રમથી જ સ્વામી પ્રતિષ્ઠિત હતા, તેમાં ત્યાગ તથા ધર્મનું તેજ અને શાસ્ત્રોનો અભ્યાસ ઉમેરાયાં; આથી વિદ્વાનો, રાજારજવાડાં અને પ્રતિષ્ઠિત વર્ગમાં સ્વામીનું માન બહુ વધ્યું. તેઓ જ્યાં જતા ત્યાં તેમની મરજી સાચવવા જેટલી મર્યાદા ઘણાં માણસો રાખવા લાગ્યાં. આ પ્રમાણે જ સ્વામીની ઇચ્છા ઉપરથી જનરલ ગોર્ડન સાહેબે શ્રીહરિને અમદાવાદમાં પધરાવીને મંદિર માટે જોઇએ તેટલી જમીન યાવચ્ચંદ્રદિવાકરૌ અર્પણ કરી. એ જમીન ઉપર મોટું મંદિર થયું, જે હાલ સુપ્રસિદ્ધ છે.

**પ્રતિષ્ઠિત વિદ્વત્તા**

બ્રહ્માનંદ સ્વામી સંપ્રદાયમાં કેવળ ભાષાસાહિત્યનું જ કામ કરતા તેમ ન હતું. તેમનું વ્યાવહારિક બુદ્ધિચાતુર્ય જોઈ શ્રીહરિએ તેમને મોટાં શિખરબંધ મંદિરો કરાવવાનું મહાન કાર્ય પણ સોંપ્યું હતું. એ આજ્ઞાને શિર પર ધરી, રાત્રિ દિવસના

**વ્યાવહારિક દક્ષતા**

સતત પરિશ્રમવાળાં જંગી કારખાનાં ચલાવી, સેંકડો મુસીબતો વેઠી, તેના તોડ કાઢી કાઢીને સ્વામીએ વરતાલ, જુનાગઢ અને મૂળીનાં ત્રણ ત્રણ શિખરવાળાં ભવ્ય મંદિરો કરાવ્યાં. કોઇ સ્થળે મંદિરની જગ્યા મેળવવાના વાંધા હતા તો કોઇ સ્થળે દ્વેષી લોકોના ઉપદ્રવો નડતા; ત્યારે કોઈ સ્થળે મંદિરને માટે જોઈતાં માલ અને નાણાંની મુશ્કેલીઓ આવી પડતી. સંસારના એકાદ સાધારણ પ્રસંગને પાર ઉતારવામાં પણ સાધનસંપન્ન ગૃહસ્થને લોહીનાં પાણી કેટલાં કરવાં પડે છે, એ જોતાં સમાજનાં આવાં મહાભારત કામોની કઠિનતા સમજી શકાય છે; પરંતુ સ્વામીએ સર્વ સંયોગોમાં અપૂર્વ ડહાપણ, ધીરજ અને હિંમતથી ધારેલી ધારણાઓ અણિશુદ્ધ પાર ઉતારી. આમ છતાં તેમના અંતકરણની ભાવના શ્રીહરિ પ્રત્યે નીચેના વાકયમાં કેટલી ઉચ્ચ છે !

'ચાકરકી મોટપ કહા સબે લાજ ધનીકું'

આવી નિર્મળ સાધુતાને વારંવાર સાષ્ટાંગ પ્રણામો હજો.

**વરતાલનું મંદિર**

વરતાલનું મંદિર કરવા શ્રીહરિએ સ્વામીને મોકલ્યા ત્યારે નાણાંની તંગીને લીધે એક શિખરનું મંદિર કરવા કહેલું; પરંતુ સ્વામીએ નાણાંના ક્ષણિક સંકોચ કરતાં આગળ લાંબા સમયે સત્સંગની વૃદ્ધિ થતાં મંદિર કેવું જોઇએ તેની ધારણા કરી ત્રણ શિખરનું કામ શરૂ કર્યું. આ સમાચાર શ્રીહરિએ જાણ્યા ત્યારે પોતાની પહોંચ પ્રમાણે કામ કરવાનો પત્ર લખી મોકલી તેમાં નીચે પ્રમાણે એક દુહો ટાંકયોઃ—

'અપની પોંચ બિચાર કે, કરીએ તેતી દોડ;
તેતા પાંઊ પસારીએ, જેતી લંબી સોડ.'

એ પત્રનો ઉત્તર સ્વામીએ નમ્રતાપૂર્વક લખીને જણાવ્યું, કે મંદિરની ફેરફારી વખતો વખત થઈ શકશે નહિ અને સ્થાનના પ્રમાણમાં મંદિર ત્રણ શિખરનું જોઇએ, એમ ધારી મેં તે પ્રમાણે શરૂ કર્યું છે. નાણાંની પહોંચ માટે ઉપરના દુહા સામે સ્વામીએ એક દુહો મોકલ્યો કેઃ—

'સાહેબ સરીખા શેઠીયા, બસે નગ્રકે માંહી;
તાકે ધનકી ક્યા કમી? જાકી હુંડી ચલે નવખંડ માંહી!'

આ પ્રત્યુત્તરથી શ્રીહરિ બહુ પ્રસન્ન થયા અને સ્વામીની ધારણા મુજબ મંદિર થવા દીધું. પછી જ્યારે વરતાલમાં દેવપ્રતિષ્ઠા કરવાનો સમૈયો ભરાયો, ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ પ્રભુ પાસેથી માગી લીધું, કે આપના પૂજન માટેનો એક દિવસ આ મંદિર અર્થે આપવા કૃપા કરો. શ્રીહરિએ તે પ્રમાણે પ્રસન્ન થઇને હા કહી. આ હકીકત સ્વામીએ સર્વ હરિજનોમાં જાહેર કરી; એટલે પ્રભુની પૂજા કરીને ભક્તોએ એટલી ભેટ ધરી, કે મંદિરનો સઘળો ખર્ચ તેમાંથી પૂર્ણ થઈ ગયો અને અર્ધો રૂપિયો વધ્યો!

**વરતાલથી ગઢડે**

વરતાલનું મંદિર તો પૂર્ણ થયું, પરંતુ તેના મહંત તરીકે સ્વામીને આવા મોટા સ્થાનના નિત્ય ખર્ચની ચિંતા સ્વાભાવિક રહેવા લાગી. એક પ્રસંગે મહારાજ સાથેના સવારોનાં ઘોડાંની ચંદી સારૂ એક જણને સ્વામીએ બહુ ન વાપરવા આકરી સૂચના આપી; એ વાત શ્રીહરિએ સાંભળી

ત્યારે વિચાર્યું, કે સ્વામીને વરતાલના મંદિર સંબંધી ચિંતા ચોટી જણાય છે, તેને તેમાંથી લઈ લેવા; કેમકે મારા નિસ્પૃહી સાધુના અંતરમાં આવો વિક્ષેપ ન જોઇએ. વળી સ્વામી આ ચિંતામાં પડ્યા રહે તો ગ્રંથસાહિત્યનું કામ કરી શકે નહિ, તેથી શ્રીહરિએ બ્રહ્માનંદ સ્વામીને આજ્ઞા કરી, કે તમારે વરતાલની મહંતાઈ છોડી અમારી સાથે ગઢપુર આવવું. સ્વામીની વિચક્ષણતાએ આ આજ્ઞાનો અર્થ તુર્ત સમજી લીધો. તેમણે પોતાનું અંતર ક્ષણ એકમાં તપાસી લીધું; અને સર્વ ઉપાધિ અંતરમાંથી અળગી કરી, પોતાની ઝોળી તત્કાળ ખભે ભેરવી સાથે ચાલી નીકળ્યા ! રસ્તામાં પ્રભુની પાછળ એક નાના ટટ્ટુ ઉપર બેઠા બેઠા સ્વામી નાચેનું પદ રચી દીન ભાવે ગાતા જાયઃ—

'ભરી સભામાં ભૂધરજી તમે થયા છો માડી મારી રે;
બેટાને હેતે બોલાવો, અવગુણીયા વિસારી રે;
જેવો તેવો પુત્ર તમારો, અણસમજુ અહંકારી રે;
પેટ પડ્યો તે અવશ્ય પાળવો, વાલમ જુઓને વિચારી રે.'

સામર્થ્ય અને દીનતા

બ્રહ્માનંદ સ્વામી જેવા સર્વ પ્રકારે સમર્થ મહાપુરુષ આમ દીનતાપૂર્વક જેની પ્રાર્થના કરે અને તે પણ મહાન સેવાઓને અંતે મહંતાઇ મૂકાવીને લઈ જતા હોય ત્યારે, અહા! તે ભગવાન પ્રત્યે કેટલી શ્રદ્ધા કેટલો મહિમા તેમને હશે? ખરે! સામાન્ય જીવનું એ ગજું નથી. એ તો પ્રકૃતિ પરના મુક્તાત્મા હતા, તેને પ્રકૃતિ કેમ લોપી શકે? પ્રકૃતિના પ્રવાહમાં તણાઇ જાય એ તો માયાના જીવ.

જુનાગઢમાં મંદિર

જુનાગઢમાં મંદિર કરવા ઝીણાભાઇએ શ્રીહરિને વિનંતિ કરી, તેથી શ્રીહરિએ બ્રહ્માનંદ સ્વામીને મોકલ્યા. સ્વામીએ ત્યાં જઈ તપાસ કર્યો, તો ઝીણાભાઈ પોતાનાં ઘર મંદિર માટે આપતા હતા તે સ્થળ અનુકૂળ ન લાગ્યું. તેથી સ્વામીએ નવાબ પાસે જઈ મંદિર માટે જમીનની માગણી કરી. આ વખતે સંપ્રદાયનો દ્વેષ કરનારા ઘણા નાગર અમલદારો નવાબ પાસે હતા, તેમણે નવાબને અવળું સમજાવ્યું, પરંતુ ભગવાન સ્વામિનારાયણના એક વખતના દર્શનની પડેલી છાપ તથા બ્રહ્માનંદ સ્વામીની પ્રતિભાથી નવાબે તે લોકોની સલાહ અમાન્ય કરી, મંદિર માટે જોઇએ તેટલી જમીન ખુશીથી આપી ! તે સ્થળ ઉપર બ્રહ્માનંદ સ્વામીએ અત્યંત પરિશ્રમ લઈ ત્રણ શિખરનું સુંદર મંદિર બંધાવ્યું અને દેવ પધરાવ્યા.

મૂળીનું મંદિર

શ્રીહરિની આજ્ઞાથી તેઓશ્રીના દેહોત્સર્ગ પછી બ્રહ્માનંદ સ્વામીએ મૂળીમાં પણ મોટું મંદિર કરાવ્યું. તેમાં પણ અનેક અંતરાયો આવ્યા. પ્રભુકૃપાએ તેમને ઉલ્લંઘી સ્વામીએ મહાન કાર્યો સિદ્ધ કર્યાં. મૂળીના મંદિર માટે પ્રથમ તો પત્થર મેળવવાની મુશ્કેલી ઉભી થઈ. તે માટે સ્વામી ધ્રાંગધ્રા ગયા અને તેના રાજાને સગવડ કરી આપવા કહ્યું, પણ તેમના તરફથી સંતોષકારક સગવડ મળી નહિ; તેથી આ મોટા બાંધકામમાં શરૂઆતની જ જબરી અડચણ આડે આવી. પત્થરની ચિંતામાં ને ચિંતામાં રાત્રિ વીતાવી, સ્વામી બીજે દિને સવારમાં એ જ વિચારમાં

બેઠા હતા. કેટલીક વારે ત્યાંથી અકસ્માત્ ઉભા થયા અને ઘોડું મંગાવી સવાર થઈ સાથે એક સલાટ તથા થોડા મજુરો સાથે લઈ વગડામાં ચાલી નીકળ્યા. એમ ને એમ ભોગાવો નદી ઉતરી બે ગાઉ દૂર જાડાસર તળાવે ગયા. તળાવના તીર પર ઉભા રહી ચારે દિશામાં દૃષ્ટિ કરવા લાગ્યા. એવામાં એક તરફ તેમને શ્રીહરિની દિવ્ય પ્રતિમા દેખાણી! તુર્ત જ પોતાનો ઘોડો સ્વામીએ તે તરફ ચલાવ્યો. મૂર્તિ પણ આગળ ને આગળ જતી જણાવા લાગી; તેમ તેમ સ્વામીએ પણ પાછળ જવા માંડ્યું. કેટલેક દૂર ગયા બાદ એ પ્રતિમા એક સ્થળે સ્થિર જણાઇ. સ્વામીએ ત્યાં પહોંચવા ઘોડો વેગથી દોડાવ્યો, પણ પાસે જતાં જ મૂર્તિ અદૃશ્ય થઈ! હવે સ્વામી ત્યાં ઉભા રહ્યા. સાથેનાં માણસો જ્યારે આવી પહોંચ્યાં ત્યારે સ્વામીએ તેમને કહ્યું, કે આ સ્થળેથી પત્થર નીકળશે માટે ખોદો. માણસોએ તે પ્રમાણે કેટલુંક ખોદ્યું તો એક ચોરસ પત્થર જણાયો. તે સ્થળે નિશાન રાખી પછીથી ખોદાણ કરતાં મંદિરના બાંધકામને લાયક ઘડેલા પુષ્કળ પત્થરો તે જ જગાએથી મળી આવ્યા, અને મંદિર પૂરૂં થતાં સુધીની પત્થરની ચિંતા દૂર થઈ!

પત્થરની ખાણ

જ્યારે મંદિરના પાયા પૂરાયા ત્યારે એક દિવસ રાત્રિએ શ્રીહરિએ બ્રહ્માનંદ સ્વામીને દિવ્યરૂપે દર્શન આપી જગાડ્યા, અને મંદિરના પૂરાયેલા પાયા પાસે લઈ જઈ દક્ષિણ તરફનો પાયો ખસેડવાની સૂચના કરી, પોતાના હાથમાં રાખેલી સોટી વતી પાયાની લીટી દોરી

પાયો ફેરવ્યો

આપીને અદૃશ્ય થયા! સ્વામીએ તે પ્રમાણે સવારમાં કારીગરોને પાયો ફેરવવા કહ્યું, પણ તેમણે ચણેલો પાયો ન ફેરવવા વિનંતિ કરી; ત્યારે રાત્રે શ્રીહરિએ દિવ્ય રૂપે દોરી આપેલી લીટી બતાવીને સ્વામીએ કહ્યું, કે ' ધણીનો કોઈ ધણી નથી' માટે પાયો ફેરવી નાખો. આથી કારીગરોએ પાયો ફેરવ્યો.

**પાણીની વાવ** વળી પત્થરની ખાણમાં કામ કરનારા મજુરોને એટલામાં કોઈ સ્થળે પાણી નહિ હોવાથી ભારે ત્રાસ પડવા લાગ્યો, એથી કામમાં અડચણ આવવા લાગી અને સ્વામી ખૂબ મુંઝાયા. તેઓ પાણી માટેની ચિંતામાં વિચારનિમગ્ન થઈ ખાણ પાસે એક દિવસ બેઠા હતા, તેવામાં એક વૃદ્ધ ભરવાડે આવી સ્વામીને થોડે દૂર લઈ જઈ એક સ્થાન બતાવ્યું અને ત્યાં ખોદવાથી એક સુંદર પુરાતન વાવ નીકળશે એમ કહ્યું. સ્વામીએ તેનું નામ ઠામ પૂછી લીધા પછી તે ચાલ્યો ગયો. પછીથી સ્વામીએ તે સ્થળે ખોદાવ્યું તો મીઠા જળની એક સુંદર વાવ નીકળી અને પાણીનું દુઃખ દૂર થયું. પેલા ભરવાડને કંઈ બક્ષિસ આપવાના વિચારથી સ્વામીએ તેણે જણાવેલા પાટડી ગામે તેનો તપાસ કરાવ્યો, પરંતુ એ નામના કોઈ માણસનો ત્યાં પત્તો જ મળ્યો નહિ! હજુ પણ એ પત્થરની ખાણ તથા વાવ બંને જોઈ શકાય તેવાં મોજુદ છે. આ રીતે શ્રીહરિએ દિવ્ય રૂપે બ્રહ્માનંદ સ્વામીની અનેક પ્રકારે સહાય કરી.

બ્રહ્માનંદ સ્વામીને જુનાગઢનું મંદિર પૂરૂં કરવા મોકલ્યા પછી શ્રીહરિએ દેહોત્સર્ગ કર્યો હતો, કેમકે

સ્વામીનો સખાભાવનો સ્નેહ એટલો અપૂર્વ હતો, કે શ્રીહરિ બહુધા સ્વામીની મરજી સાચવતા. સ્વામી જ્યારે ગઢપુરમાં હાજર હતા ત્યારે શ્રીહરિએ દેહોત્સર્ગ કરવાની ઈચ્છા જણાવી એટલે સ્વામી અતિશય ઉદાસ થઇ ગયા અને આંખેથી અશ્રુની ધારાઓ છુટી; તથા "હાં રે નહિ મેલું મારા નેણાંની આગેથી નહિ મેલું" વગેરે કીર્તનો રચતા ગયા અને ગાતા ગયા. આવી અત્યંત પ્રીતિ જોઇને પ્રભુએ કહેલું, કે "હમણાં ધામમાં નહિ જાઇયે." પરંતુ શ્રીજીની ઇચ્છાથી જ કેટલાક દિવસ પછી જુનાગઢથી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનો પત્ર આવ્યો અને તેમાં જણાવ્યું હતું, કે બ્રહ્માનંદ સ્વામી અહિં પધારશે તો જ મંદિરના શિખરનું કામ પૂર્ણ થાય તેમ છે; એ સિવાય કેટલીક ઉપાધિઓ નિવારી શકાય તેમ નથી. આ પત્ર વંચાવીને મહારાજે બ્રહ્માનંદ સ્વામીને કહ્યું, કે તમે આ પ્રસંગે જરૂર જાઓ કેમકે નહિ તો મંદિર અધુરૂં રહેશે. આમ મહારાજની આજ્ઞા થઈ એટલે મહારાજ પાસેથી ખસવાની ઈચ્છા ન હતી છતાં તૈયાર થયા. ચાલવાને સમયે મહારાજને મળવા ગયા, એટલે મહારાજ ઉભા થઇને સ્વામીને વારંવાર ભેટયા અને પોતાનો થાળ જમાડયો; તથા તે દિવસે જવાનું મુલતવી રખાવ્યું. બીજે દિવસે ચાલવાની તૈયારી કરી ત્યારે પણ મહારાજે વળી ભેટીને થાળ આપ્યો અને રોકયા! તેવી જ રીતે ત્રીજે દિવસે પણ રાખ્યા અને સ્વામીને એકાંતમાં બોલાવી પોતાનું દિવ્ય સ્વરૂપે દર્શન કરાવ્યું; તથા સ્વામી ઉપર અતિશય પ્રસન્ન થયા, અને જુનાગઢનું મંદિર પૂરૂં કરીને મૂળીનું મંદિર કરાવવાની આજ્ઞા કરી.

શ્રીહરિનો દેહોત્સર્ગ

મહારાજની આટલી પ્રસન્નતા જોઈ સ્વામીને શંકા તો થઈ, કે મહારાજ વખતે સ્વધામમાં જતા રહેશે; પણ આજ્ઞા-પાલનને જ જેણે ધર્મ માન્યો તે બીજું કંઇ કેમ કહે? સ્વામી મહારાજને નમસ્કાર કરી દીલગીર હૈયે ચાલી નીકળ્યા.

માર્ગમાં જતાં અશુભ ચિહ્નો પણ સ્વામીને જણાયાં, છતાં ઉદાસી અંતરે જુનાગઢ પહોંચ્યા. સ્વામીના ગયા પછી શ્રીજી મહારાજે થોડા જ દિનમાં દેહોત્સર્ગ કર્યો. સ્વામીએ આ હૃદયવિદારક સમાચાર સાંભળ્યા કે તુર્ત જુનાગઢથી ઉપડ્યા. તેમણે ધારી રાખેલું હતું તે જ બન્યું! સ્વામી જ્યારે જુનાગઢ જવા નીકળેલા, ત્યારે તેમણે મહારાજ પાસેથી એક વચન માગી લીધેલું, કે મહારાજ! કદાચ તમે મારી ગેરહાજરીમાં સ્વધામમાં પધારો તો જ્યારે હું આપને યાદ કરૂં ત્યારે મને દર્શન આપવાં; એમ કોલ આપો તો હું જાઉં. ત્યારે શ્રીજી મહારાજે એ વર આપ્યો હતો. સ્વામી જ્યારે વિરહાતુર સ્થિતિમાં ગઢડે આવ્યા ત્યારે મહારાજના સ્થાન ઉપર (અક્ષર ઓરડીમાં) જઇ છાતીફાટ રડયા! અને પછી ગોપીનાથજીના મંદિર ઉપર દર્શન કરવા સારૂ પગથીયાં ચડવા માંડયા, ત્યારે નીચેનું કીર્તન ચોધાર અશ્રુએ ગાવા માંડ્યું:—

**વિરહવેદના**

"પ્રાણજીવન ઘરૂ આવો અબ પીયરા—
હીયરા ધીર ધરત નહિ મેરા;"

× × × × ×

આ કીર્તન ગાતા મંદિરની રૂપચોકીમાં આવ્યા, તેવામાં

શ્રીહરિનાં દિવ્ય દર્શન

સૌના આશ્ચર્ય વચ્ચે ગોપીનાથજીની મૂર્તિમાંથી શ્રીજી મહારાજ દિવ્ય રૂપે પ્રગટ થઈને સ્વામીને સામા આવીને ભેટ્યા ! અને સ્વામીના વિરહનો તાપ શમ્યો !

કર્તવ્યનિષ્ઠા

પછીથી શ્રીહરિએ જે જે કાર્ય માટે પોતાને આજ્ઞા કરેલી તે ચીવટથી પાર પાડવા માટે અથાગ પરિશ્રમ કરવા માંડ્યો. મૂળીના મંદિર જેવા મહાન બાંધકામમાં, સત્સંગની દઢતા અને વિસ્તાર વધારવામાં તથા અમદાવાદની ગાદીના આચાર્યશ્રીની સમ્યક્ પ્રકારે પ્રતિષ્ઠા સ્થાપન કરી તેમની મુશ્કેલીઓ દૂર કરવાની સહાયમાં સ્વામીએ પોતાની સમગ્ર શક્તિનો ખર્ચ કરવા માંડ્યો, અને અનેક મહાન કોટિનાં કાર્યો પાર ઉતાર્યાં.

દયા અને રમુજ

સ્વામીનો સ્વભાવ અતિશય દયાળુ, ઉદાર અને રમુજી હતો. એક વખત જુનાગઢના રાજ–દરબારમાં કોઈ પ્રદેશમાંથી કવિ આવેલ, તેણે જુનાગઢના રાજકવિ સાથે સ્પર્ધા કરવા માંડી. સુંદર કાવ્યો રચી રચીને ગાઈ બતાવવામાં રાજકવિ પેલા વિદ્વાન કવિ આગળ ઝંખવાણો થવા લાગ્યો, અને તેની પ્રતિષ્ઠાને ધોકો પહોંચવાનો સમય આવી લાગ્યો. જો તેનો પરાજય જાહેર થાય, તો તેનું ઇનામી ગામ ખાલસા થઈ સામા આવેલ કવિને મળે તેવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ. બીજે જ દિવસે આ બાબતનો સ્પષ્ટ નિર્ણય રાજસભામાં થઇ જવાનો હતો. હવે રાજકવિને માનહાનિ તથા આજીવિકાના નાશનાં વિચારે બહુ ગભરાટ થયો. તેની દૃષ્ટિ છેવટ

બ્રહ્માનંદ સ્વામી તરફ ગઇ અને તુર્ત તે સ્વામી પાસે આવી ચરણુમાં પડી રડી પડયો. સ્વામીએ આશ્વાસન આપ્યાથી તેમણે પોતાની હકીકત કહી, મુશ્કેલીમાંથી ઉગારવા પ્રાર્થના કરી. સ્વામીને તેની સ્થિતિ જોઈ અંતરમાં દયા ઉભરાઇ આવી! તેમણે સામા કવિ સંબંધે બધી વિગત પૂછી, તેમાં જણાયું કે તેનો એક હોઠ ખાંડો છે. આ બીના સ્વામીએ તુર્ત લક્ષમાં રાખી લઇ તાત્કાલિક એક સુંદર, ચમત્કારિક, અર્થગાંભીર્યભર્યું અને ઝડઝમકવાળું કાવ્ય રચી આપ્યું. તેમાં એવી ખૂબી હતી કે લગભગ ઘણાખરા અક્ષરો 'પ ફ બ ભ મ' જે હોઠથી બોલી શકાય તેવાજ આવતા હતા. આ કાવ્ય પેલા રાજકવિને આપીને સ્વામીએ કહ્યું, કે જાઓ રાજસભામાં સામો કવિ આ કાવ્ય બરાબર છંદની રીતે શુદ્ધ સ્વરૂપમાં બોલી બતાવે તો તમે તમારી હાર કબૂલ કરજો. રાજકવિને તો જેમ ખાલી ખોળીઆમાં પ્રાણુ આવ્યા હોય તેમ આ અદ્‌ભુત કાવ્ય જોઇને અંગમાં ઉમંગ વ્યાપ્યો ! બીજે દિવસે રાજસભામાં તેમણે મજકુર કાવ્ય બોલી બતાવવા સામા કવિને પડકાર્યો ! પેલા કવિને એક બે દિવસના સહવાસથી આ રાજકવિની પીછાણુ પડી ગઇ હતી, એટલે તેમણે તેનું કહેણુ તુર્ત જ ગર્વ સાથે સ્વીકારી લીધું, અને કાવ્ય ગમે તેવું હોય તોપણુ તેને શુદ્ધ સ્વરૂપમાં બોલી બતાવવા તૈયાર થયો. રાજકવિએ તુર્ત જ કાવ્ય તેના હાથમાં મૂકયું. કાવ્ય ઉપર એક વખત દૃષ્ટિ નાખી જતાં જ તે વિદ્વાન કવિ મનમાં ગમ ખાઈ ગયો ! તેણે જોયું કે કાવ્ય અદ્‌ભુત છે ! પણુ હવે તેણે પોતાનું માન ન જાય તે ખાતર તે બોલવાની શરૂઆત કરી. પરંતુ હોઠ ખાંડો હતો, તેમાં

હોઠથી બોલવાના જ અક્ષરો આવવા લાગ્યા ! અને તેના ઉચ્ચાર ઉપરાઉપરી બહુ કઢંગા થવા માંડ્યા! તેના મુખમાં કાવ્યની થતી વિકૃતિ અને તે અટકાવવાનો તેનો વૃથા પ્રયત્ન જોઇ રાજસભામાં સ્વાભાવિક હાસ્ય છવાઈ રહ્યું ! આથી તે વિચક્ષણ કવિ સમય ઓળખી ગયો અને કાવ્ય બોલવું બંધ કરી, પોતાની ખામી સ્વીકારી આ ઉત્તમ કાવ્યની બહુ પ્રશંસા કરી. આથી રાજકવિની આપત્તિ ટળી અને તેનું માન જળવાયું. સ્વામીએ આ રીતે તેની રક્ષા કરી. તેમજ એક અભિમાની બ્રાહ્મણ શતાવધાન કરી પોતાની મહત્તા વધારવા ભોળા લોકોમાં અનેક વ્હેમો ફેલાવતો અને ખોટા ખ્યાલોથી ડરાવતો તેમની સમક્ષ મૂળીમાં સ્વામીએ સહસ્રાવધાનનો પ્રયોગ કરી બતાવી, તેને પરાસ્ત કરી ગર્વ-હીન કર્યો હતો.

**આયુષ્યવૃદ્ધિ** એક સમયે સ્વામીને શરીરે અતિશય માંદગી થઈ અને તેમના જીવિતની આશા સૌએ છોડી એટલી ગંભીર સ્થિતિ થઈ પડી. એ વખતે હરિજન—સંત વગેરે સૌ દીલગીર થઇ શ્રીહરિની પ્રાર્થના કરવા લાગ્યાં, કે પ્રભુ! આપ સમર્થ છો છતાં બ્રહ્માનંદ સ્વામી જેવા સદ્‌ગુરુની ખોટ અમને પડે એમ ન થવું જોઈએ; કૃપા કરીને એમને બચાવો. પ્રભુએ કહ્યું, કે અમારી ઇચ્છા હોય તો બચાવીએ, પરંતુ આયુષ્ય પૂરું થયું છે એટલે સ્વામી નહિ રહે. આથી સૌ અતિશય દીલગીર થયાં અને કોઈ પ્રકારે સ્વામીને હાલ ધામમાં ન મોકલવા બહુ દીનતા-પૂર્વક વિનંતિ કરવા માંડી. ત્યારે શ્રીહરિએ કૃપા કરી કહ્યું,

કે તમારામાંથી જેટલાં મનુષ્ય દરેક સાત સાત દિવસનું આયુષ્ય અર્પણ કરશો તેટલા દિવસ સ્વામીને અહિં રાખીશું.

હરિજનોનો ત્યાગ

આ સાંભળી ત્યાં હાજર રહેલાં છસો નર નારી હરિજનોએ દરેકે પોતાના સાત સાત દિવસનું આયુષ્ય અર્પણ કરવાનો સંકલ્પ જાહેર કર્યો! આ અંતઃકરણપૂર્વકના આત્મસમર્પણથી શ્રીહરિ બહુ જ પ્રસન્ન થયા અને સ્વામીનું આયુષ્ય તેટલા દિવસનું લંબાવી આપ્યું! અને એ જ અવધિ પ્રમાણે બ્રહ્માનંદ સ્વામી આ લોકમાં હયાત રહ્યા!

શિષ્ય માટે સમજફેર

ઉપરની હકીકતને લગતો એક પ્રસંગ બહુ સુંદર બન્યો હતો. માંદગીમાંથી ઉઠ્યા પછી કેટલીક મુદતે બ્રહ્માનંદ સ્વામીના શિષ્યમંડળમાંથી એક શિષ્ય પરસ્પરના સ્વભાવવૈચિત્ર્યના કારણે મંડળ છોડીને ચાલી જવા નીકળ્યો. આ બીના સદ્‌ગુરુ મુક્તાનંદ સ્વામીએ જાણી ત્યારે પેલા જવા તૈયાર થયેલા શિષ્યને બોલાવીને બહુ સમજાવ્યો, ત્યારે તે મુક્તાનંદ સ્વામીના મંડળમાં રહ્યો, પણ પોતાને મૂળ સ્થાને ન ગયો. મુક્તાનંદ સ્વામીનો હેતુ એવો, કે આ માણસ સાધુનો આશ્રમ તજીને જાય અને અવગુણ લેતો જાય તો તેનું અકલ્યાણ થશે; પણ જો સત્સંગમાં કોઈ પ્રકારે રહે તો બે દિવસ પછી પણ સત્સંગથી પ્રકૃતિદોષ ટાળી શકશે, અને અંતે તેનું કલ્યાણ થશે. પરંતુ જ્યારે બ્રહ્માનંદ સ્વામીએ જાણ્યું, કે પોતાનો શિષ્ય મુક્તાનંદ સ્વામી પાસે જઈને રહ્યો છે ત્યારે તેમને ઠીક ન લાગ્યું. તેમણે તે શિષ્યને

બોલાવ્યો પણ તે ન આવ્યો. આથી સ્વામીને એમ લાગ્યું, કે મુક્તાનંદ સ્વામીએ મારા ગયેલા શિષ્યને આશ્રય આપી રાખ્યો એ વ્યાજબી કર્યું નથી. આવી ધારણાથી સ્વામી તો મુકતાનંદ સ્વામી સાથે અંતરમાં રીસાયા ! પછી તો નિત્યનિયમ પ્રમાણે સ્વામીનાં દર્શન કરવા પણ ન જાય; એમ સાત દિવસ વીતી ગયા ! બે સદ્‌ગુરુઓ વચ્ચે આમ અંતરાય થતો જોઇ બધાનાં મન દુઃખાયાં. વાત છેક શ્રીહરિ પાસે પહોંચી. આઠમે દિવસે સર્વ સદ્‌ગુરુઓની સભા કરી પ્રભુ બેઠા હતા ત્યારે વાતનું

રીસામણું

મીશ લઈ કહેવા માંડયા; કે ધન, માલ, કુટુંબ, સ્ત્રીપુત્રાદિક સર્વસ્વનો ત્યાગ કર્યો હોય છતાં શિષ્યમાં મમત્વ રહે એ ત્યાગ કેવો ? મોટા સાધુઓમાં સમોવડ બંધાય અને અવગુણ આવે એવું મમત્વ રહે એ નિસ્પૃહીપણું કેવું ? અમારા સાધુમાં તો વિશુદ્ધ ત્યાગવૃત્તિ અને નિસ્પૃહતા જ જોઇએ વગેરે. બ્રહ્માનંદ સ્વામીએ આ ટકોર પોતાના ઉપર છે એમ સમજી પોતાની ભૂલ પારખી લીધી. અંતરમાં પેઠેલાં મમત્વને ઓળખી એક ક્ષણમાં તજી દીધું અને તુર્ત જ હાથ જોડી નમ્ર થઇ પ્રભુ પાસે ક્ષમા માગી; અને પોતાના તરફથી શ્રીહરિને થયેલી ઉદાસીનતા ટાળી; તેમજ પ્રસન્ન કરવા બોલ્યા; કે હે મહારાજ ! આપે મને ઘણાં સ્ત્રી પુરુષોનું સાત સાત

શ્રીહરિની ટકોર

દિવસનું આયુષ્ય ભોગવવા અહિં રાખ્યો છે, તેમાં કોઈ ખરેખરી વઢકણી અને રીસાળ બૈરી હશે તેમના ભાગના ૭ દિવસનું આયુષ્ય બરાબર આ વખતે જ આવી ગયું જણાય છે, એટલે

રીસામણાની રમુજ

એમ જ થાય તો ! હું કાંઇ રીસાઉં એવો નથી ! આમ રમુજ કરી પ્રભુને હસાવ્યા. પછી સ્વામીએ ઉભા થઈ મુક્તાનંદ સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા; અને પોતાથી થયેલા દ્રોહની નમ્રતાપૂર્વક ક્ષમા માગી ! મુકતાનંદ સ્વામીએ પણ સ્વામીને સ્નેહથી ભેટીને પોતાનો હેતુ ખુલાસાથી સમજાવ્યો. આ રીતે ભગવાન સ્વામિનારાયણના જીવન-યજ્ઞમાં માન, મત્સર, મમત્વ વગેરે માયાના દુસ્તર આવેશોની આહૂતિ બ્રહ્માનંદ સ્વામીએ ફરી એક વખત આપી.

**શ્રીહરિ સાથે સખાભાવ**

સ્વામીનો સ્વભાવ ખૂબ રમુજી હતો. જયારે જયારે મહારાજ કંઈ પ્રયોજનથી ઉદાસી જણાવતા, ત્યારે ત્યારે સ્વામી કંઈ કંઇ વિનોદ કરીને હસાવતા અને બોલાવતા. આ રીતે બ્રહ્માનંદ સ્વામી શ્રીહરિના સખા બની રહ્યા હતા. જેમ મુકતાનંદ સ્વામી તથા ગોપાલાનંદ સ્વામીના દાસભાવથી, અને પ્રેમાનંદ સ્વામીના સખીભાવથી મહારાજ વશ થયા હતા, તેમ બ્રહ્માનંદ સ્વામીના સખાભાવમાં વશ થયા હતા, અને અનેક પ્રકારના વિનોદ બ્રહ્માનંદ સ્વામી સાથે કરી ભકતજનોને સુખ આપતા હતા. પ્રભુ પોતે પંકિતમાં ભોજન પીરસતા હોય ત્યારે સ્વામી સાથે ખૂબ રસ જામતો. ઘણી વખત બ્રહ્માનંદ સ્વામીના મુખમાં અતિ આગ્રહપૂર્વક મિષ્ટાન્નના ગ્રાસ આપતા ! સ્વામી પણ ત્યારે પ્રસંગાનુસાર અનેક પ્રકારના હાસ્યવિનોદ કરી સર્વને હસાવતા. એવા જ એક પ્રસંગે સ્વામીએ વિશેષ દૂધ ન લેવાનો બહુ આગ્રહ કર્યો, ત્યારે શ્રીહરિએ દૂધનું દેગડું બ્રહ્માનંદ સ્વામીના ઉપર ઢોળ્યું હતું ! આ વિનોદનાં સ્વામીએ કીર્તનો રચ્યાં છે.

માંડવીનો પ્રસંગ

એક વખતે માંડવી (કચ્છ)નો ખૈયો ક્ષત્રી જે પ્રખર વેદાંતી હતો અને જે વેદાંતની પાઠશાળા રાખી અનેક શિષ્યોને વેદાંત ભણાવતો હતો, તેણે સ્વામિનારાયણને શાસ્ત્રના વાદથી હરાવવા એમ ગર્વપૂર્વક ધાર્યું. તે એમ બોલતો, કે સ્વામિનારાયણ જીવનમુક્તઃ કહેવાય છે, પણ તેમનો પંથ જ્યારે ઉખાડી નાખું ત્યારે જ મારૂં નામ ખૈયો! જ્યારે શ્રીહરિ માંડવીમાં પધાર્યા ત્યારે તેને જાણ થતાં જ તે પાંચસો માણસો અને પોતાનું બહોળું શિષ્યમંડળ સાથે લઈને શ્રીહરિ પાસે આવવા નીકળ્યો. આ ખબર અગાઉથી પડયા એટલે પ્રભુએ પોતાનાં સર્વ મૂલ્યવાન વસ્ત્ર અને અલંકાર બ્રહ્માનંદ સ્વામીને પહેરાવ્યાં, અને ઉંચા આસન ઉપર બેસાડયા. સ્વામીને શ્રીહરિએ કહ્યું, કે તમારે સ્વામિનારાયણ થઈને બેસવું; અમે નીચે શિષ્ય થઈને બેસીશું. જ્યારે ખૈયો પ્રશ્ન કરે ત્યારે તેમના ઉત્તર કરવાની આજ્ઞા મને કરજો, હું તેના ખુલાસા કરીશ. પોતાના પ્રભુની ઇચ્છા જાણીને બ્રહ્માનંદ સ્વામી વસ્ત્રાલંકાર ધારણ કરી વિનોદ કરતા પાટ ઉપર બેઠા. થોડીવારે ખૈયો મોટા જનસમૂહ સાથે આવી પહોંચ્યો. ખૈયાની વૃદ્ધ માતા પણ પોતાના પુત્રનું પરાક્રમ જોવા સાથે આવી હતી; પરંતુ સ્વામિનારાયણના સાધુઓને અષ્ટ પ્રકારે સ્ત્રીનો ત્યાગ હોવાથી તે દૂર સભા જોઈ શકાય તેમ બેઠી. ખૈયો તો બ્રહ્માનંદ સ્વામીને પાટ ઉપર બેઠેલા જોઈ, તેમની ગોર, રમણીય અને પુષ્ટ પ્રતિમા સામે જોઈ રહ્યો! પછી તેણે તેમને સ્વામિનારાયણ જાણીને કહ્યું, કે હું એકસોઆઠ પ્રશ્નો પૂછું છું તેનો ઉત્તર આપો. આજ

તમારું બધું પોકળ ખુલ્લું પાડવા આવ્યો છું! બ્રહ્માનંદ સ્વામીએ એ સાંભળીને નીચે બેઠેલા શ્રીહરિને બતાવીને કહ્યું, કે ખુશીથી પૂછો; અમારા આ નાના સાધુ તેમના ખુલાસા કરશે. ભૈયો જરા નવાઈ પામ્યો, પણ પછી તેણે પોતાની આતુરતામાં પૂછવા માંડયું. જેમ પ્રચંડ વાયુના વેગમાં તૃણ ઉડી જાય, તેમ ભગવાન સ્વામિનારાયણની અસ્ખલિત વાગ્ધારાથી ભૈયાના પ્રશ્નો નિષ્ફળ થઈ ઉડવા લાગ્યા! ભૈયો દરેક વખતે જોર કરી કરી પૂછવા લાગ્યો, પણ એકેય પ્રશ્નમાં તેની મુરાદ બર આવી નહિ; તેથી તે ઢીલો થવા લાગ્યો! ત્યારે તેની માતા જે દૂર બેઠી હતી તેણે પોતાના વિદ્વાન પુત્રનો પગલે પગલે પરાભવ થતો નિહાળી બૂમ મારી, કે ઓ ભૈયા! "હી સહજાનંદ આય" એટલે કે એ જ તારી સાથે ચર્ચા કરનાર સહજાનંદ છે. (પાટ ઉપર બેઠેલ છે તે નહિ.) એ વાતની જ્યારે ભૈયાને ખાત્રી થઈ ત્યારે તે શ્રીહરિના ચરણમાં પડ્યો અને પોતાનો ગર્વ મૂકી પરાજય સ્વીકાર્યો!

**સખા છતાં ભક્ત**

આવા પ્રસંગોમાં બ્રહ્માનંદ સ્વામી સાથેનો પ્રભુનો સખાભાવ જણાઇ આવતો, અને સ્વામી તો બહુ ભાગે વિનોદની ભાષાથી પ્રભુને રાજી કરતા સખાભાવે વર્તતા; છતાં કેટલાએક પ્રસંગો એવા છે કે જેમાં સખી અને દાસ રૂપે પણ સ્વામીનો પ્રેમ શ્રીહરિ પ્રત્યે અગાધ જણાઇ આવે છે. મિત્રતાની પ્રીતિ અતિશય છતાં શ્રીહરિને પોતાના પ્રભુ માની તેમની આજ્ઞા પાળવામાં, તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની તત્પરતામાં,

તેમનાં દર્શનની અનિવાર્ય આતુરતામાં, તેમના પ્રત્યેની માહાત્મ્ય, જ્ઞાન સહિત ભક્તિ સ્વામીના જીવનની પ્રત્યેક પળમાં ઉભરાતી હતી.

એક સમયે શ્રીહરિએ એવી આજ્ઞા કરેલી, કે અમારી આજ્ઞા સિવાય કોઇએ દર્શન કરવા આવવું નહિ. આ આજ્ઞાને અનુસરીને કેટલાક દિવસો દર્શન વગર વીતી ગયા, તેથી સ્વામી વિરહે અતિશય અકળાયા; અને ગઢપુર આવી ઘેલા નદીને તીરે ઉતર્યા. ખટરસનાં આકરાં વર્તમાન પાળીને શરીર અશક્ત થયું હતું, તેમાં વિરહની વેદના અસહ્ય થઈ પડી! પરંતુ આજ્ઞા સિવાય દર્શન કરવા જવાય નહિ; તેથી ઘેલા નદીને કિનારે રહીને જ "જમુના કે તટ તકીયા બનાવું" એ લીટીથી શરૂ થતું કીર્તન રચી એક હરિભક્તને શીખવ્યું અને તે શ્રીહરિ પાસે જઇ ગાવાનું કહ્યું. પ્રભુએ એ કીર્તન અને તેમાં રહેલી વિરહવેદના સાંભળીને તુર્ત બ્રહ્માનંદ સ્વામીને બોલાવ્યા, અને પ્રેમથી ભેટી તે કીર્તન ફરી સ્વામી પાસે જ ગવરાવ્યું!

યતિપણું

જેતલપુરના બીજા વચનામૃતમાં શ્રીજી મહારાજે બ્રહ્માનંદ સ્વામીને લક્ષ્મણજી તથા હનુમાનજી જેવા યતિ કહ્યા છે; એટલે કે વિષયનો યોગ થાય છતાં જેને વિકાર ન થાય એવી સ્થિતિવાળા હતા. એ બતાવવાનો મહારાજે એક પ્રસંગ મેળવ્યો હતો:—

એક કાઠી હતો; તેણે પોતાને માટે એક સરસ ઘોડો ઉછેરીને મોટો કર્યો. તેને રાતબ વગેરે ખૂબ ખવરાવીને અલમસ્ત બનાવ્યો, પરંતુ તેથી તે એટલો તોફાની થઈ

ગયો, કે હાથમાં રહે જ નહિ. પછવાડેથી લાત મારે અને મોઢેથી બચકાં પણ ભરવા લાગ્યો! સવારી કરવાની તો આશા જ ન રહી. તેનાથી કંટાળીને કાઠીએ વેચી નાખવા ધાર્યું, પણ ઘોડાનાં તોફાન જોઈ કોઇએ રાખ્યો નહિ! છેવટે સાચવવો ભારે થઇ પડવાથી તેણે શ્રીજી મહારાજને અર્પણ કર્યો! મહારાજે તે લઇને પાર્ષદોને બાંધી લેવા કહ્યું. મહા મહેનતે બાંધ્યો તો ખરો, પણ કોઇથી ઘાસપાણી આપવા પણ પાસે જઈ શકાય નહિ! બધું દૂરથી જ આપવું પડે. તેને સાચવનારાની મુશ્કેલી ભારે હતી. વળી તેની પાસેથી તેના દેખતાં ઘોડીને તો લઈ જઈ શકાય જ નહિ, કેમકે તે એટલો કૂદે, કે દોરડાં તોડાવીને છુટે જ રહે! સૌને એમ ધાસ્તી રહેતી કે કોઈ વખતે આ ઘોડો કોઇને જરૂર નુકસાન કરી બેસશે.

આમ કેટલાક દિવસ વીત્યા પછી એક દિવસ મહારાજને કારીયાણી ગામે જવાનું થયું. મહારાજે થોડાએક કાઠી સવારો તથા બે સાધુ–મુક્તાનંદ સ્વામી તથા બ્રહ્માનંદ સ્વામીને સાથે આવવા આજ્ઞા કરી. બધા સવાર થઇને આવ્યા. મહારાજ માટે માણકી ઘોડી તૈયાર કરી અને મુક્તાનંદ સ્વામી માટે દાદા ખાચરની એક સોજી ઘોડી લાવ્યા. બાકી રહ્યા એક બ્રહ્માનંદ સ્વામી. તુર્ત મહારાજે આજ્ઞા કરી, કે પેલો ઘોડો તૈયાર કરી બ્રહ્માનંદ સ્વામી માટે લાવો! સૌ સ્તબ્ધ થઈ ગયા! પાર્ષદોએ વિનંતિ કરી, કે મહારાજ! એ ઘોડા ઉપર સવારી થઈ શકે તેમ નથી, માટે બીજું ઘોડું મંગાવો તો સારૂં. મહારાજ કહે ગમે તેવો હોય છતાં તે જ લાવો;

અમારે જવાની ઉતાવળ છે. બ્રહ્માનંદ સ્વામી કહે મહારાજ ! તમે શું ધાર્યું છે ? એ ઘોડા ઉપર બેસું તે કરતાં તો હું તમારી સાથે દોડતો આવીશ. મહારાજ કહે ના સ્વામી, એ જ ઘોડે બેસો. મહારાજની જ્યારે ઈચ્છા જ જાણી ત્યારે પાર્ષદો મહા મુસીબતે પેલા ઘોડા પર પલાણ નાખી, તેની આંખે અંધારી બાંધીને લાવ્યા; પરંતુ તેના ઉછાળા અને હણહણાટની સીમા ન હતી ! બ્રહ્માનંદ સ્વામી કમર બાંધી તૈયાર થયા હતા, તે મહારાજની આજ્ઞા થતાં જ ઘોડાની પાસે જઈ 'જય સ્વામિનારાયણ' કહી સવાર થઈ ગયા! અને લગામ પકડી. જેમ ઉછળતો સાગર તેલ નાખવાથી શાંત થઈ જાય, તેમ આ વકરી ગયેલો ઘોડો પણ સ્વામીના સ્પર્શ માત્રથી સહુના આશ્ચર્ય વચ્ચે ઠંડોગાર થઇ ગયો ! મહારાજે તુર્ત તેની આંખની અંધારી પણ છોડાવી નાખી ! આસપાસ સવારોની ઘોડીઓ ઉભી જ હતી; છતાં એક સાધુપુરુષના સરખો શાંત થઇ ઘોડો જરા પણ ઉશ્કેરાયો નહિ ! મહારાજે પોતાની અને મુક્તાનંદ સ્વામીની બે ઘોડીઓ વચ્ચે તેને કારીયાણી સુધી ચલાવ્યો અને એ રીતે પાછો લાવ્યા ! આમ મહા અલમસ્ત, ફાટેલો ઘોડો એક જ ક્ષણમાં અત્યંત શાંત અને નિર્વિકારી થઇ ગયો એ જોઈ કાઠીઓએ તેનું કારણ પૂછ્યું, ત્યારે મહારાજે કહ્યું, કે ઘોડા પર બેસનાર બ્રહ્માનંદ સ્વામી મહાન યતિ છે. એના પ્રભાવથી જ આ ઘોડો એવો થઈ ગયો ! આમ સ્વામીની યતિ તરીકેની મહત્તા મહારાજે પ્રત્યક્ષ દર્શાવી.

સ્વામીની સાધુતાનો પ્રભાવ પણ ભારે હતો. વરતાલની

સાધુતાનો પ્રતાપ

આસપાસના એક ગામનો બ્રાહ્મણ કુછંદમાં પડી અત્યંત દુરાચારી થઈ ગયો અને હલકી કોમની સ્ત્રીને ઘરમાં રાખી રહ્યો. તેનો મોટો ભાઈ તેને સમજાવવા ગયો, ત્યારે પેલાએ ક્રોધમાં આવી કુહાડો માર્યો, જેથી મોટો ભાઇ મરણ પામ્યો ! આ ભયંકર બનાવથી ગામ લોકોએ તેનો બહિષ્કાર કર્યો. છેવટે તે મુંઝાઇને ગામથી દૂર રસ્તાને કાંઠે પાણીની પરબ જેવી ઝુંપડી બાંધીને રહ્યો. સૌ તેને બ્રહ્મહત્યારા તરીકે ઓળખતાં. તેને હવે પોતાનાં પાપોનો પૂર્ણ પશ્ચાત્તાપ થતો હતો.

એક સમયે બ્રહ્માનંદ સ્વામીના શિષ્ય તદ્રૂપાનંદ સ્વામીને કોઇ દ્વેષીઓએ દુ:ખી કરી ગામમાંથી હાંકી કાઢ્યા તે ભૂખ્યા તરસ્યા ધસ્યા આવતા હતા. ઉનાળાના મધ્યાહ્ન-નો સૂર્ય સોળે કળાએ તપ્યો હતો. ગુજરાતની રેતાળ જમીન વરાળના ધગધગતા નિશ્વાસ નાખી રહી હતી અને માંકડાંનાં માથાં ફાટે એવા તાપમાં સાધુ અકળાઇ રહ્યા હતા. તેઓ પાણીનું કે વિશ્રાંતિનું સ્થાન શોધતા હતા. છેવટ ભૂખ તરસ અને થાક સાથે તાપની વેદના એટલી અસહ્ય થઈ પડી, કે સાધુ અર્ધ બેશુદ્ધ સમા થઈ પેલા બ્રાહ્મણની ઝુંપડીથી થોડે દૂર એક ઝાડ નીચે પડી ગયા ! કંઠમાં શોષ એટલો હતો કે મુખનું અમી પણ સૂકાઈ ગયું હતું ! એવામાં પેલો બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો. તેણે સાધુને પીડાતા જોયા અને દયા આવી. કોઈ મોટા પુરુષ છે એમ જાણી પૂછ્યું, મહારાજ પાણી પીવું છે ? સ્વામીએ હા કહી, એટલે તે દોડતો જઇ ઠંડું પાણી લઇ આવ્યો

અને પાયું. સાધુને ખૂબ શાંતિ થઈ! તેમના નેત્રમાં કૃપા વરસવા લાગી! બ્રાહ્મણે જાણ્યું કે સાધુ સુપાત્ર જણાય છે, જો મારા ઉપર રાજી થાય તો સારૂં, એમ ધારી વિનંતિ કરી કે મહારાજ મારી ઝુંપડી નજીક છે ત્યાં પધારો. સાધુ પણ ઉઠીને ગયા. બ્રાહ્મણે જે ખાવાનું હતું તે આપ્યું અને સાધુને તૃપ્ત કર્યા. સાધુ તેમના ઉપર ખૂબ પ્રસન્ન થયા અને તેમની પૂછગાછ કરી એટલે બ્રાહ્મણ પગમાં પડીને રડવા લાગ્યો. સાધુએ તેને ધીરજ આપી હકીકત પૂછી ત્યારે તેણે પોતાનાં બધાં પાપોનો ઇતિહાસ દુઃખી થઇને કહી બતાવ્યો. સાધુએ વિચાર્યું કે બ્રાહ્મણે કુપાત્રતા તો બહુ કરી છે, પણ હવે પશ્ચાત્તાપ કરે છે અને તેનામાં સદ્‌ભાવ જાગૃત થયો છે; વળી તેમણે મારી સેવા બહુ શુદ્ધ ભાવે કરી છે; હવે હું તેમનો કંઈ ઉપકાર ન કરી શકું તે તો ઠીક નહિ. એમ ધારી તેને કહ્યું, કે તું બે ત્રણ દિવસમાં વરતાલ આવજે; ત્યાં મારા ગુરુ છે એના અનુગ્રહથી તારૂં શ્રેય જરૂર થશે. બ્રાહ્મણને પણ વિશ્વાસ બેઠો અને તે કબુલ થયો.

તદ્રૂપાનંદ સ્વામીએ વરતાલ આવી બ્રહ્માનંદ સ્વામીને સવિસ્તર હકીકત કહી, એથી સ્વામી અતિશય પ્રસન્ન થયા. અને બોલ્યા કે તે બ્રાહ્મણ આવે ત્યારે મારી પાસે લાવજો; શ્રીજી મહારાજના પ્રતાપથી તેનું સારૂં થશે. પછી બે ત્રણ દિવસે તે બ્રાહ્મણ આવ્યો અને તદ્રૂપાનંદ સ્વામીને મળ્યો. તેનું સ્વાગત કરી તેઓ તેને બ્રહ્માનંદ સ્વામી પાસે લઈ ચાલ્યા. મંદિરનું કામ ચાલતું હતું એટલે તે વખતે બ્રહ્માનંદ

સ્વામી જાતે ચુનો પીલવાની ચક્કી ચલાવતા હતા. (અગાધ સામર્થ્ય સાથે કેટલી સેવાવૃત્તિ !) ચક્કીની સાથે જડેલી બેઠકમાં બેસીને એક હાથે બળદને હાંકતા હતા અને બીજા હાથમાં પુસ્તકનું પાનું હતું ! (આ ઉપરથી સદ્ગુરુઓના અવિરામ પ્રયત્નોનો ખ્યાલ આવે છે. શી જ્ઞાન, કર્મ અને ભક્તિની સમુન્નતિ !) આ વખતે તદ્રૂપાનંદ સ્વામીએ આવી સ્વામીને પેલો બ્રાહ્મણ બતાવ્યો. સ્વામીને તુર્ત સ્મરણ થયું અને તેને નજીક બોલાવ્યો. જેમ કોઈ ગુન્હેગાર ન્યાયાધીશ પાસે ધ્રુજતો ધ્રુજતો જાય તેમ બ્રાહ્મણ થોડે છેટે આવીને હાથ જોડીને ઉભો. સ્વામીના અંતરમાંથી તેના ઉપર એટલી પ્રસન્નતા વરસી રહી હતી, કે સ્વામીની મહત્તા સમજનારને એમજ જણાય કે બ્રાહ્મણનું દ્રારિદ્ય ફીટી ગયું ! થયું પણ તેમજ. સ્વામી કહે, તેં અમારા સાધુની બહુ સેવા કરી છે, જા તારાં બધાં પાપ ભસ્મ થઈ ગયાં; કાંઇ શંકા રાખીશ નહિ. પરંતુ બ્રાહ્મણના દિલમાં પોતાના ભાઇની હત્યાનો આઘાત બહુ ઉંડો હતો, તેથી તે તો એમ ને એમ જડ જેવો થઈ હાથ જોડીને ઉભો જ રહ્યો ! સ્વામી કહે જા, હું કહું છું કે તારી બ્રહ્મહત્યા પણ ગઇ ! આજથી તું નિષ્પાપ થયો છે. આટલું સાંભળતાં જ બ્રાહ્મણનાં નાડી પ્રાણ ખેંચાઇને સમાધિ થઈ ગઈ અને તેને અલૌકિક દર્શન થયાં ! થોડી વારે તે ઉઠયો ને સ્વામીના ચરણમાં પડયો. પછી સંશય રહિત થઇ સત્સંગના નિયમ ધારી ઘેર ગયો. ત્યાર પછીની તેની જીંદગી સદાચારમય પવિત્ર થઈ અને સારો હરિભક્ત બન્યો.

જ્યારે એ બ્રાહ્મણને સમાધિ થઇ ત્યારે વડોદરાવાળા વાઘમોડીયા રામચંદ્ર ત્યાં ઉભા હતા તેમણે એ જોયું. તેને એમ શંકા થઇ, કે આવો કુપાત્ર જીવ, તેને સમાધિ શી રીતે થઈ ? આ વાતનો નિર્ણય કરાવવા તેણે શ્રીજી મહારાજને વરતાલના ચૌદમા વચનામૃતમાં પ્રશ્ન કર્યો છે; તેના ઉત્તરમાં સત્પુરુષનો ગુણ લેનારનાં પાપ બળીને ભગવાનમાં ચિત્ત ચોટવાથી સમાધિ થવાનું તથા લોકો જેમ પાપી-ધર્મી માને છે તેમ ન હોવાનું શ્રીજી મહારાજે સૂચવ્યું છે. આ રીતે શ્રીજી મહારાજના પ્રતાપથી બ્રહ્માનંદ સ્વામીનું સામર્થ્ય અપાર હતું.

**આજ્ઞાપાલન**

સ્વામીએ અનેક પ્રકારની મહત્તા અને પ્રતિષ્ઠામાં પણ એક સાધુ તરીકે આજ્ઞામાં રહી, કેટલી સાધુતા સિદ્ધ કરી હતી તે બતાવવા માટે એક જ પ્રસંગ બસ થશે. કેટલાએક પરમહંસો સાથે લઇ સ્વામી બ્રાંગધ્રાથી મેથાણ જતાં પગરસ્તે ચાલ્યા જતા હતા, તેવામાં વગડે હથિયારબંધ વેરાગી સામા મળ્યા. તેઓ ભગવાન સ્વામિનારાયણના કટ્ટા દ્વેષી હતા. આ સાધુનું મંડળ તેમનું જાણી તેઓ તેમના ઉપર તૂટી જ પડયા ! જેમ ફાવે તેમ હાથ અને પગની લાતોથી પરમહંસોને પ્રહાર કરવા માંડયો ! તેમાં સ્વામી પણ આવી ગયા! સાધુઓ તો પોતાના નિયમ પ્રમાણે ક્ષમાશીલ રહી એ બધું ખુશીથી સહન કરતા, મુખેથી ઉંચે સ્વરે 'સ્વામિનારાયણ' 'સ્વામિનારાયણ' ધુન કરતા હતા ! પેલા ક્રૂર દ્વેષીઓ તો માર મારતા વિરામે જ નહિ ! તેવામાં તે લોકોએ નીચે મૂકેલાં તેમનાં હથિયારો ઉપર સ્વામીની દૃષ્ટિ પડી. તુર્ત જ તે બોલી ઉઠયા, કે અરે ભાઈ ! તમે

પહેલાં તમારાં હથિયાર હાથમાં લઈ લો, અને પછી જે કરવું હોય તે કરો. કેમકે આટલા બધા સાધુઓમાં કેટલાક કાઠી–રજપૂત જેવી શૂરવીર કોમના પણ છે, તેમનાથી જો કદાચ સહન ન થયું અને તેની મતિ ફરશે તો અમારી સાધુતા લાજશે અને તમારાં છુટાં પડેલાં હથિયાર તેના હાથમાં આવતાં તમારૂં બુરૂં થશે. માટે ભલા થઇ હથિયાર હાથમાં રાખો. કેટલી ક્ષમા ! કેટલી સાધુતા !

गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः
क्षन्तव्यमेव सर्वेषां चिन्तनियं हितं च तैः

(શિક્ષાપત્રી)

એ શ્રીહરિની આજ્ઞાનું કેટલું યથાસ્થિત પાલન !

સ્વામીએ સંપ્રદાયની સેવા કરતાં કીર્તન આદિક આઠ હજાર જેટલાં કાવ્યો રચવા ઉપરાંત અગિયાર બીજા ગ્રંથો પણ રચ્યા. યજ્ઞની વરુણી-

સાહિત્ય

માં વરેલા હોતા સમાન સમગ્ર જીવન ગાળી, 'જીવનયજ્ઞ'માં મન, કર્મ, વચન વડે સર્વસ્વ હોમી, ભગવાન સ્વામિનારાયણ-ની નિષ્કામ ભક્તિ કરી, શ્રીહરિના દેહોત્સર્ગ પછી બરાબર બે વર્ષે સંવત ૧૮૮૮ના જેઠ શુદ ૧૦ ના રોજ સત્સંગની સોંપણી અગ્રેસરોને

દેહત્યાગ

કરતા જઇ સ્વતંત્રપણે દેહ મૂકયો. તે વખતે સર્વને અતિશય પ્રકાશ જણાયો અને શ્રીહરિનાં દિવ્ય દર્શન થયાં હતાં. બ્રહ્માનંદ સ્વામી તેના સદ્ગ્રંથો રૂપે સત્સંગમાં ચીરંજીવી છે. તેમની મધુર, ઝમકદાર અને જોરવાળી હિંદી તથા

કાવ્યપ્રતિભા ગુજરાતી ભાષા, કાવ્યનું પદલાલિત્ય તથા તેમાં વહેતા અર્થગંભીર હૃદયભાવોના અસ્ખલિત પ્રવાહો હજુ અખંડ વહી રહ્યા છે. ઝુલણા, રેણુકી, ચર્ચરી, તોટક વગેરે છંદોની ભભક; તેની બલવતી, સુંદર શબ્દરચના અને ઉન્નત ભાવનાઓથી દિવ્ય વાતાવરણ ખડું કરી દે છે. મુમુક્ષુઓ તેમાં વિહાર કરતા સત્સંગનો અપૂર્વ આસ્વાદ લે છે. સ્વામીના ગ્રંથો તથા લેખોની નોંધ આ સાથે છે.

## સદ્‌ગુરુ બ્રહ્માનંદ સ્વામીના ગ્રંથો તથા લેખોની નોંધ.

| | |
|---|---|
| ૧ કીર્તનોનું પુસ્તક | ૭ શિક્ષાપત્રી |
| ૨ ઝૂલણા | ૮ નીતિપ્રકાશ |
| ૩ ઉપદેશચિંતામણિ | ૯ બ્રહ્મવિલાસ |
| ૪ ધર્મવંશપ્રકાશ | ૧૦ સંપ્રદાયદીપ |
| ૫ ચાંદ્રાયણપ્રારંભ | ૧૧ સુમતિપ્રકાશ |
| ૬ વિવેકચિંતામણિ | ૧૨ ધર્મસિદ્ધાંત |



## સદ્‌ગુરુ શુકાનંદ સ્વામી



प्राप्तो वासमहर्निशं च सहजानन्दस्य यः सन्निधौ ।
प्रीत्या तं समतोषयद्यतिपतिं भक्त्याऽनुवृत्त्या भृशम् ॥
वैराग्योज्झित सर्वलोकविभवं चैकान्तधर्मप्रियं ।
वन्दे तं विदुषांवरं शुकमुनिं शान्तस्वभावं सदा ॥

# સદ્‌ગુરુ શુકાનંદ સ્વામી

શ્રીહરિના પૂર્ણ કૃપાપાત્ર અને નિરંતર સમીપમાં રહેનારા શુકાનંદ સ્વામી જે શુકમુનિના નામથી

પૂર્વાશ્રમ

વિખ્યાત છે, તેમનું પૂર્વાશ્રમનું નામ જગન્નાથ હતું. તેઓ વ્યવહારે સુખી અને કુળવાન બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમનું મૂળ વતન નડીઆદ અને પાછળથી ડભાણ હતું. તેઓ બાળપણથી જ વૈરાગ્યમૂર્તિ સમાન જણાતા હતા; તેમજ બુદ્ધિશાળી અને વિદ્યાસંપન્ન પણ હતા. તેઓ જમીન, ઘર વગેરેની માપણી આદિક કામોમાં પ્રવીણ હતા. એમની લગભગ તરુણાવસ્થાના સમયમાં ભગવાન સ્વામિનારાયણના કેટલાક પરમહંસો ડભાણના શાસ્ત્રી પાસે વિદ્યાભ્યાસ કરવા રહ્યા હતા. તેમના તરફ તેમને સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થઇ,

સંતસમાગમ અને સેવા

અને તેમની કોઇ કોઈ પ્રકારે સેવા કરવા લાગ્યા. પરમહંસો ભિક્ષાન્ન માગીને જમતા ત્યારે તેમને માટે છાશ વગેરે પોતે લાવી આપતા. આમ જે જે પ્રસંગે અવકાશ મળતો ત્યારે બની શકતી સર્વ પરિચર્યા બહુ ભાવપૂર્વક કરતા. સાધુઓના સમાગમથી શ્રીહરિ તરફ તેમની વૃત્તિ ખેંચાણી. એક દિવસ શ્રીહરિનાં દર્શન કરવાની આતુરતામાં સંસારની સર્વ જંજાળને ફેંકી દઇ, ઉગ્ર ત્યાગવૃત્તિ ધારણ કરીને તેઓ ગઢપુર તરફ ચાલી નીકળ્યા!

ગૃહત્યાગ

પ્રભુને મળવાના ઉમંગમાં રસ્તામાં ઉતાવળે આવતા હતા; હજુ ગઢપુર થોડું દુર હતું, ત્યારે

ગઢપુરમાં શ્રીહરિ વિરાજમાન હતા તેમણે હરિજનોને કહ્યું, કે 'આજ તો શુકજી અહિં આવે છે માટે ચાલો સામે જઈએ'

શુકજીનું સ્વાગત

આ સાંભળી સર્વ હરિજનો દર્શન કરવા તૈયાર થયા. શ્રીહરિ તે સૌને લઈને રાધાવાવને રસ્તે ચાલ્યા. સાથે કેટલાક ઘોડેસવારો પણ હતા. ચાલતાં રાધાવાવ આવી ત્યારે શ્રીહરિ ત્યાં રોકાયા અને હરિજનોને આગળ જવા કહ્યું; તેથી તેમણે શુકજીને લેવા ચાલવા માંડ્યું. આઘે જતાં એક પંદર સત્તર વર્ષના બ્રાહ્મણ બાળક સિવાય કોઈ સામે મળ્યું જ નહિ. સવારો તો કોઈ અદ્ભુત યોગીની ધારણા કરતા દર્શનની આતુરતામાં ઘોડાં દોડાવ્યે જ જતા હતા ! કેટલેક દૂર ગયા પછી પણ કોઇ ન જણાયાથી તેઓ પાછા ફર્યા; અને શ્રીહરિ રાધાવાવે હતા ત્યાં આવી કહ્યુ, કે અમને તો શુકજી જોવામાં આવ્યા નહિ ! ત્યારે શ્રીહરિએ પોતાની પાસે બેસાડેલા પેલા બટુક વિપ્રને બતાવીને કહ્યું, કે જેને માટે આપણે સૌ આવ્યા છીએ તે આ જ પુરુષ છે. એમને જોઈ સૌ આશ્ચર્ય પામ્યા, અને પછી તેમને ગઢપુરમાં આનંદપૂર્વક તેડી લાવ્યા.

જગન્નાથ બ્રહ્મચારી

પછી તે જગન્નાથભાઇ બ્રહ્મચારી તરીકે કેટલીક મુદત સુધી શ્રીહરિની સેવામાં રહ્યા અને લહીયા તરીકે કામ કરવા લાગ્યા. તેમનો દૃઢ ત્યાગ-વૈરાગ્ય જોઇ કેટલીક મુદત પછી શ્રીહરિએ તેમને મુક્તાનંદ સ્વામી પાસે ભાગવતી દીક્ષા અપાવી.

ભાગવતી દીક્ષા

મુક્તાનંદ સ્વામીએ તેમનું નામ શુકાનંદ સ્વામી રાખ્યું. એ જાણી શ્રીહરિએ કહ્યું, કે મુક્તાનંદ

સ્વામી પણ જાણતા લાગે છે; કેમકે નામ બરાબર જ રાખ્યું !

શુકાનંદ મુનિની ઓરડી શ્રીહરિના અક્ષર ભુવન સામે જ હતી. તેમાં બેસીને અથવા તો શ્રીહરિ
લેખનપ્રવૃત્તિ
પાસે અક્ષર ભુવનમાં બેસીને તેઓ નિરંતર સંપ્રદાયના લેખો લખ્યા જ કરતા. વચનામૃત, સત્સંગીજીવન આદિક ગ્રંથોનાં ટીપ્પણ અને મૂળ લેખો તથા બીજા અનેક પ્રસંગના લેખો તેઓ તૈયાર કરતા. આ કામમાં તેઓ અહોનિશ પરોવાયેલા રહેતા; આથી તેઓ શ્રીહરિના હજુરી લેખક થઈ રહ્યા હતા. તેમનો ભાષા સંબંધી અભ્યાસ બહુ સારો હતો. વચનામૃતો બહુધા શુક સ્વામીની લેખિનીથી લખાયાં છે. લેખોનું શોધન આદિક કામ પણ સ્વામી બહુ સુંદર અને ચોકસ કરતા. સંપ્રદાયનું બંધારણ બંધાતું હતું તેથી તેમની જરૂરીયાતના સાહિત્ય માટેનુ કામ એટલું વિશાળ હતું, કે અનેક વખતે શુક સ્વામી રાત્રિઓના ઉજાગરા લખવામાં જ કરતા. કેટલીક વખત શ્રીહરિ તેમને અક્ષર ભુવનમાં પોતાની પાસે બોલાવી લખાવતા અથવા જે કાંઇ લખવા યોગ્ય હોય તે ત્યાં જ લખવાનું કહેતા અને તેમાં સૂચનાઓ કરતા; તેમજ સ્વામીને જે કંઈ પૂછવાનું લાગતું તેનુ નિરાકરણ કરતા.

એક સમયે સ્વામી અક્ષર ભુવનમાં બેસીને લખતા હતા અને શ્રીહરિ લખાવતા હતા. રાત્રિ ઘણી
દિવ્ય જ્યોતિ
વીતી ગઇ હતી. લખવાનું ઘણું બાકી હતું, પણ દીવામાં દીવેલ ખૂટ્યુ તેથી અક્ષરો ન દેખાવાથી

સ્વામીએ શ્રીહરિને કહ્યું, મહારાજ! લખવાનું અપૂર્ણ રહેશે, કેમકે દીવામાં દીવેલ ખૂટવાથી પ્રકાશ આવતો નથી, એટલે લખી શકાતું નથી. હું હવે મારે આસને જઇને લખીશ. ત્યારે શ્રીહરિએ 'તમારે અજવાળું જ જોઇએને?' એમ કહી પલંગ ઉપર પોઢેલા હતા ત્યાંથી જમણા ચરણારવિંદનો અંગુઠો વસ્ત્રની બહાર કાઢયો. આથી એ અંગુઠાના નખમાં-થી એક અત્યંત પ્રકાશની દિવ્ય જ્યોતિ નીકળી! અક્ષર ભુવનમાં અને આસપાસ સઘળે તેજ છવાઈ રહ્યું! શુક સ્વામીની આંખો અંજાઈ જવાથી ઉઘડી શકી નહિ! ત્યારે તેમણે વિનંતિ કરી, કે મહારાજ! આટલો પ્રકાશ મારી આંખો સહન કરી શકતી નથી. આથી શ્રીહરિએ કેટલોક પ્રકાશ ખેંચી લીધો, છતાં પણ સ્વામીની આંખો ઉઘડી શકી નહિ. ફરી મહારાજે પ્રકાશને સમાવ્યો; એમ થતાં થતાં છેવટ દીવાની જ્યોતિ જેટલો પ્રકાશ રાખ્યો અને સ્વામીની આંખથી તે ઝીલાયો ત્યારે તેમણે એ પ્રમાણે રાખવા વિનંતિ કરી. પછી શ્રીહરિએ એટલો પ્રકાશ કાયમ રાખ્યો! એ જ પ્રકાશમાં સ્વામીએ સવાર થતાં સુધી લેખો લખ્યા! જ્યારે પ્રકાશનો ખપ મટયો ત્યારે શ્રીહરિએ બહાર રાખેલું ચરણારવિંદ ખેંચી લીધું અને જ્યોતિ શમી ગઇ!

આ અદ્‌ભુત ઐશ્વર્યથી પ્રફુલ્લિત થયેલા શુકમુનિ મુક્તાનંદ સ્વામી વગેરેનાં દર્શન નિત્યનિયમ પ્રમાણે કરવા ગયા, ત્યારે તેમના મુખ પર આનંદની અપૂર્વતા જોઇ મુક્તાનંદ સ્વામીએ જાણ્યું, કે આજ કંઈક મહારાજની કૃપા દ્વારા નવીન ઘટના બની હશે જ. તેમણે શુકમુનિને આતુરતાથી

પ્રશ્ન કર્યો, કે સ્વામી! આ જ કંઈક નવીન જણાય છે, તમારા મુખમાં આટલો આનંદ શાથી ઉભરાય છે? આ પ્રશ્ન સાંભળી શુકમુનિએ રાત્રિની હકીકત કહી. તેથી શ્રીહરિના મહિમાનું અમૃત પીને જીવનારા સર્વ પરમહંસો અતિ પ્રસન્ન થયા અને શુકમુનિને શ્રીહરિનો નિરંતર સહવાસ હોવાનાં સદ્‌ભાગ્યની બહુ પ્રશંસા કરી.

જ્વરનિવારણ

ઉપરની બીનામાં જે લેખ શ્રીજી મહારાજે શુક સ્વામી પાસે લખાવ્યો, તે લખવા માટે સ્વામીને જ્યારે બોલાવવા મોકલેલા ત્યારે શુકસ્વામીને શરીરે ખૂબ તાવ આવ્યો હતો, તેથી તેઓ આવી શક્યા નહિ. મહારાજે ફરીને બોલાવવા મોકલ્યા પણ સ્વામીથી બેસી શકાય તેમજ ન હતું એટલે ઉઠી શક્યા નહિ. એટલે તો મહારાજે બે જણને મોકલીને કહ્યું, કે સ્વામીને બંને જણ ટેકો આપીને પણ તેડી લાવો! પછી તે બોલાવવા જનાર બે જણ શુકમુનિને બંને બાજુથી ટેકો રાખી તેડી લાવ્યા. અક્ષર ભુવનમાં મહારાજ વિરાજતા હતા તેમની સામે સ્વામી ભીંતે અઠીંગીને બેઠા, પણ બેસી રહેવાય નહિ! મહારાજ કહે, સ્વામી શું થયું છે? સ્વામી કહે, મહારાજ! તાવ બહુ સખત છે એટલે બેસી રહેવાતું નથી. આમાં આપ લખાવશો તે હું શી રીતે લખી શકીશ? મહારાજ કહે, તાવ છે એ જ ને? જુઓ અમારી સામે! સ્વામીએ તુર્ત મહારાજની મૂર્તિમાં વૃત્તિ જોડી, અને મહારાજે સ્વામીના અંગ ઉપર દૃષ્ટિ ફેરવી એટલામાં સર્વ અંગમાંથી જ્વર જતો રહ્યો અને તુર્ત પરસેવો આવી

ગયો ! આથી સ્વામીના શરીરમાં સ્ફુર્તિ આવી. પછી ઉપર વર્ણવેલી બીનાવાળો લેખ લખાવ્યો અને ચરણારવિંદમાંથી જ્યોતિ દર્શાવી હતી.

વૈરાગ્યવૃત્તિ

આ પ્રસંગ વીત્યા પછી શુક સ્વામીને શરીરે કોઇપણ પ્રકારનો તાવ કયારે પણ આવે નહિ ! તેથી સ્વામીને સદૈવ તંદુરસ્તી પ્રાપ્ત થઈ. પરંતુ જેણે દેહનું અભિમાન અને દેહનાં સુખોને દુઃખરૂપ માન્યાં હોય તેવા શુક મુનિ સરખા વૈરાગ્યવંત યોગીને દેહની સુખરૂપ કાંતિ કેમ રુચે ? શ્રીજી મહારાજના દેહોત્સર્ગ પછી તો સ્વામીને પોતાના શરીરની તંદુરસ્તી વિરહાવસ્થામાં અતિશય અકારી થઇ પડી ! તે એટલે સુધી કે તેઓ શરીરને સુકવી નાખવાના વિચારમાં ઉદાસ રહેવા લાગ્યા ! એક દિવસે એ જ વિચારમાં વ્યાકુળ થઇ તેમણે અતિ દીન ભાવે શ્રીજી મહારાજની પ્રાર્થના કરવા માંડી. ભક્તવત્સલ ભગવાન ભક્તથી દૂર હોતા જ નથી. સ્વામીની આંતર્ વ્યથા જાણીને પ્રત્યક્ષ થઈ દિવ્ય રૂપે દર્શન આપ્યાં ! અને કહ્યું, કેમ સ્વામી અમને યાદ કર્યા ? જે કામ હોય તે કહો. સ્વામી કહે, કૃપાનાથ ! બીજું કંઈ જ કામ નથી, પણ હવે આ દેહ મને અકારો થાય તેમ અનુગ્રહ કરો ! આપે જ્યારથી જ્વર દૂર કર્યો છે ત્યારથી ફરી કોઈ વખત

જ્વરની માગણી

આવ્યો નથી; તેથી આટલુ માગું છું, કે મને પાછો તાવ આપો જેથી દેહાસક્તિ ટળે અને સહેજે આ લોકમાંથી અભાવ થાય ! શ્રીજી મહારાજે પ્રસન્ન થઇ કહ્યું, સારૂં સ્વામી તમારા સંકલ્પ પ્રમાણે તાવ

આવશે. શ્રીજી મહારાજ અંતર્ધાન થયા અને તે દિવસથી સ્વામીને ધીમો ધીમો તાવ લાગુ થયો ! એ તાવ પાંચ દસ દિવસ, છ આઠ માસ અથવા બે ચાર વર્ષ નહિ; પણ બાર વર્ષ સુધી દેહ તજવા પર્યંત કાયમ આવ્યો અને સ્વામીએ તેને ઈચ્છિત વસ્તુ તરીકે સંતોષપૂર્વક સ્વીકાર્યો ! અમાયિક સ્વભાવવાળા મુક્તોનાં લક્ષણોની આવી ઘટનાઓ એ સત્સંગનાં દિવ્ય આભૂષણો છે !

**શ્રીજીએ કરેલી પ્રશંસા**

શ્રીહરિ પ્રત્યે અપૂર્વ ભક્તિ અને સેવાભાવ એ શુક સ્વામીની નિર્મળ સાધુતા તથા તપશ્ચર્યામાં પ્રમુખ હતાં, અને એ પૂર્વના શુકદેવજીનું સ્મરણ કરાવે તેવાં હતાં; માટે જ તેમના એ સર્વોપરિ ગુણોની ઉપમા શુકજી તરીકે અપાતી. વાસ્તવિક તો એવા મુક્તો પુરુષોત્તમ સાથે જ આવેલા હતા. ગમે તે પ્રસંગમાં પણ એ મહત્તાનાં દર્શન અખંડિત સ્વરૂપે થતાં. શ્રીજી મહારાજે કારીયાણીના ત્રીજા વચનામૃતમાં કહ્યું છે, કે " શુકમુનિ બહુ મોટા સાધુ છે ને જે દિવસથી અમારી પાસે રહ્યા છે તે દિવસથી એનો ચડતો ને ચડતો રંગ છે, પણ મંદ તો પડતો નથી. માટે એ તો મુક્તાનંદ સ્વામી જેવા છે "

**સ્થિર પ્રસન્નતા**

એક સમયે સ્વામી પોતાની ઓરડીમાં બેઠા બેઠા લેખો લખતા હતા, તે લેખો સત્સંગીજીવન ગ્રંથના હતા; કે જે ગ્રંથ સત્સંગનો શિરોમણિ થવાનો હતો. એ મહાન ગ્રંથની બીનાઓના મેળ લેખમાં ઉતારવા એ સામાન્ય કામ ન હતું. એવા અતિ મહત્ત્વના

કેટલાક લેખો કાળજીપૂર્વક, સુંદર રીતે, આખી રાત્રિનું જાગરણ કરી સ્વામીએ લખી રાખ્યા હતા; કંઇક બાકી હતું તે લખતા હતા. એવામાં શ્રીહરિ તેમને આસને આવી ઉભા રહ્યા. સ્વામીએ હર્ષપૂર્વક નમસ્કાર કર્યા. શ્રીહરિએ પૂછ્યું, સ્વામી શું કરો છો ? શુકમુનિ કહે, મહારાજ સત્સંગીજીવન ગ્રંથના લેખો તૈયાર કરૂં છું. શ્રીહરિએ તે લેખો જોવા માગ્યા, એટલે સ્વામીએ બધા લેખો પ્રભુના હાથમાં મૂક્યા. જેવા હાથમાં લેખો આવ્યા કે તુર્ત બધાનો ગોટો વાળી પાસે પડેલા પાણીના વાસણમાં બોળી દીધા અને મહારાજ ચાલ્યા ગયા ! પોતાનો આટલો પરિશ્રમ આમ પાણીમાં બોળવા છતાં સ્વામીના અંતરમાં લેશ માત્ર ક્ષોભ, ગ્લાનિ કે શંકા ઉત્પન્ન થયાં જ નહિ ! તેમણે તો હસતાં હસતાં તે જ લેખો ફરી લખવાનો આરંભ નવેસરથી શરૂ કર્યો !

**શ્રીહરિનો પ્રસાદ**

બીજે દિવસે શ્રીહરિએ શુકમુનિને આસને પધારી સર્વ સદ્‌ગુરુઓને ત્યાં બોલાવ્યા, અને પોતાને માટે ત્યાં જ થાળ મંગાવ્યો. થાળમાંથી પોતે થોડું જમીને આખો થાળ શુકમુનિને આપ્યો ! જેમની પ્રસાદી બ્રહ્માદિક દેવોને પણ મહા દુર્લભ છે, એમ જાણનારા મહાપુરુષોએ એ પ્રસાદીના ટુકડા ખાતર પરમહંસદશાનો ભેખ લીધેલો અને જેઓ સતત જે પ્રસાદીને માટે તલસતા રહેતા તે પ્રસાદીનો પૂર્ણ થાળ શુક-મુનિને મળ્યો !! સ્વામી એ પ્રસાદી સર્વ સદ્‌ગુરુઓમાં વહેંચીને જમ્યા. આ પ્રસંગનું મહદ્ ભાગ્ય તો એ મહાપ્રભુના કૃપાપાત્ર સમર્થ સદ્‌ગુરુઓ સિવાય યથાર્થ કોણ સમજે ?

શુકમુનિએ જીવિત પર્યંત શ્રીહરિની આજ્ઞા મુજબ વર્તી, તેમજ તેઓશ્રીના હૃદ્ગત અભિપ્રાય પ્રમાણે ગ્રંથો-અનેક લેખો લખતાં, સત્સંગની અપૂર્વ સેવા કરી, જીવનયજ્ઞમાં સર્વસ્વની આહુતિ આપી ભગવાન સ્વામિનારાયણને બહુ પ્રસન્ન કર્યા.

ત્રણ ડભાણીયા

શ્રીહરિ એમ કહેતા, કે (૧) લક્ષ્મીબાગ માંહેનો ડભાણીયો આંબો (૨) ડભાણીયો બળદ અને (૩) ડભાણીયા શુકમુનિ એ ત્રણ ડભાણીયા અમારા ઉપયોગમાં આવ્યા છે તેવું બીજું કોઇ આવ્યું નથી.

સાહિત્ય

શુકમુનિએ સ્તોત્રો, ટીકાઓ વગેરે મળીને સાત પુસ્તક સંસ્કૃતમાં તેમજ પ્રાકૃતમાં ૯ પુસ્તકો લખ્યાં છે. કવચિત્ કીર્તનો પણ લખ્યાં છે. જે નિર્મળ પ્રેમભાવથી ભરેલાં છે. એ સિવાય વચનામૃત જેવા લેખ-સંગ્રહોમાં શુકમુનિનો મોટો ભાગ છે. પુસ્તકોની નોંધ આ સાથે આપેલી છે.

દેહત્યાગ

શુકમુનિ શ્રીહરિથી ૫-૭ વર્ષે ઉમ્મરમાં નાના હતા. તેમનું શરીર સુંદર, કંઇક સ્થૂળ અને નાજુક પ્રકૃતિવાળું હતું. તેઓ શ્રીજીના દેહોત્સર્ગ પછી કેટલાંક વર્ષ સુધી આ પૃથ્વીમાં વિયોગે ઝૂરતા વૈરાગ્ય-પૂર્ણ હૃદયે પ્રગટ પ્રભુના રહસ્યનો પ્રકાશ કરતા રહી, અંત સમયે સંવત ૧૯૨૫ના માગશર વદ અમાસના રોજ વરતાલમાં ભગવાન સ્વામિનારાયણનાં દિવ્ય રૂપે પ્રત્યક્ષ દર્શન કરી સ્વતંત્રપણે અક્ષરધામમાં પધાર્યા.

## સદ્‌ગુરુ શુકાનંદ સ્વામીના ગ્રંથો તથા લેખોની નોંધ.

**સંસ્કૃત**

૧ બુદ્ધિપ્રદીપ
૨ જ્ઞાનદીપ
૩ પ્રાર્થનામાળા
૪ લોકમંગલાખ્ય શ્રીહરિ-
કૃષ્ણ સહસ્રનામ સ્તોત્ર
૫ વિશ્વમંગલ અષ્ટોતરશત
નામ સ્તોત્ર
૬ શિક્ષાપત્રીની અન્વયાર્થ
પ્રકાશિકા ટીકા
૭ સત્સંગીજીવનની હેતુ
નામની ટીકા

**પ્રાકૃત**

૧ દશમ ઉત્તરાર્ધ
૨ બુદ્ધિપ્રકાશ
૩ ધર્માંમૃત
૪ નારાયણકવચ
૫ સત્સંગદીપ
૬ ભક્તિનો અધ્યાય
૭ હરિગીતા
૮ ધાર્મિક સ્તોત્રની ટીકા
૯ પ્રાર્થનામાળા



# વચનામૃત

"સત્પુરુષનો જે પ્રસંગ એ જ પરમેશ્વરને વિષે દૃઢ પ્રીતિ થવાનું કારણ છે"

"દેહ ને દેહનાં સંબંધીને વિષે અહંમમત્વનો ત્યાગ કરીને ને પોતાના આત્માને બ્રહ્મરૂપ માનીને ને વાસનાનો ત્યાગ કરીને સ્વધર્મમાં રહ્યો થકો જે ભગવાનને ભજે છે તે સાધુ કહેવાય છે"

"જેને એવું સાધુપણું આવ્યું તેને ને પુરુષોત્તમ ભગવાનને કાંઈ છેટું રહેતું નથી"

"બીજું સર્વે થાય પણ એવી સાધુતા આવવી બહુ કઠણ છે"

(વચ૦ પ્ર. ૪૪)

"જેવો એ જીવને પોતાનાં સંબંધીને વિષે દૃઢ પ્રસંગ છે તેવો ને તેવો જ પ્રસંગ જો ભગવાનના એકાંતિક સાધુને વિષે થાય તો એ જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે"

(વચ૦ પ્ર. ૫૪)

"મોટા જે સાધુ તેનો જે અવગુણ લે છે તે ઘટતો જાય છે ને તે સાધુનો જે ગુણ લે છે તેનું અંગ વૃદ્ધિ પામતું જાય છે"

"જ્યારે પરમેશ્વરની બાંધેલ પંચવર્તમાનની મર્યાદા તેમાંથી કોઈક વર્તમાનનો જે સાધુ ભંગ કરે ત્યારે તેનો અવગુણ લેવો"

(વચ૦ પ્ર. ૫૬)

"ભગવાનના જ્ઞાનની ઓઠ લઈને જે ધર્મને મોળા કરી નાખે તેને અસુર જાણવો"

"અધર્મના કુસંગીનો સંગ ન કરે અને ધર્મના સંત છે તેનો જ સંગ રાખે તો કુસંગીનું બળ ઘટી જાય ને સંતનું બળ વધે એમ છે"

(વચ૦ પ્ર. ૭૭)

"यत्र योगेश्वरः कृष्णः × × × તેમ જેની કોરે આ સંતમંડળ છે તેનો જ જય થાશે એમ નિશ્ચય રાખવો"

(વચ૦ પ્ર. ૭૦)